## મહાત્મા ગાંધીજી



નથી હથીઆરથી લડતા લડીશું ન્યાયના રસ્તે;
અમારી આબરૂ સર્વે, અમારા કશાના હસ્તે.

**બુકસેલર કાલીદાસ મકનજીની કું૦ કેમ્પ કરાંચી.**

A 4202–Lakshmi Art. Bombay 8.

# અર્પણ–પત્રિકા.



**પ્રાતઃ સ્મરણિય અહિંસાના અવતાર,**
**મહાત્મા મોહનદાસ કરમચંદ**
**ગાંધીજીની અનન્ય સેવામાં.**

આપશ્રીના નિર્મળ હૃદય પ્રદેશમાં બાલ્યાવસ્થાથી પડેલાં ધર્મ અને નીતિમાં બીજ યોગ્ય સમયે સિંચાયા, પોષાયાં અને વર્તમાન સમયે વૃક્ષ રૂપે ફુલી ફાલીને તેમાંથી અમૃત સમાન મીઠાં ફળ પરિપકવ થયાં. આવા સત્યાગ્રહ તથા અહિંસાત્મક અસહકાર જેવાં મહામંત્રો રૂપી મિષ્ટ ફળ ભારત માતાના દીન સંતાનોને પ્રત્યેક સ્થળોમાં ફરી ફરીને આપશ્રીએ સ્વહસ્તે વહેંચ્યાં.

વળી આપશ્રીએ ભારતને પરતંત્રતાની બેડીમાંથી મુકત કરવા ઘરોઘર રેંટીયા પધરાવી, પવિત્ર ખાદી પહેરવાનો ઉત્તમ બોધ કર્યો અને હિંદવાસીઓનો મોહ તોડયો. તદુપરાંત આપે જગતની માયાનો ત્યાગ કરી, તન,મન અને ધન સ્વદેશને સમર્પણ કર્યું. એવા આપશ્રીના અનેકાનેક ઉપકારોથી ઉપકૃત થઇ, આપનું દીર્ઘાયુષ્ય ઇચ્છી, આ સ્વલ્પ પ્રયાસ રૂપી એકત્ર કરેલો સંગ્રહ આપશ્રીના જ ચરણોમાં અર્પણ કરી વિરમીએ છીએ.

**પ્રકાશકો.**

# સુચના.

"સંસાર સેતુ

અથવા

મહાન પુરૂષોની પ્રસાદી."

નીચે લખેલ ઠેકાણેથી મળી શકશેઃ—

**કરાચીઃ**—બુકસેલર કેશવજી નથુભાઇ જોડીઆ બજાર.

**હૈદ્રાબાદ સિંધઃ**—ઠા. ઉકા જુઠા પાનવાળાની દુકાને ઠે. ફકીરાપેડ

" " ઠા. ગોરધન પચાણની દુકાને બુકસેલર અને કટલેરીવારા સદર-બજાર.

પ્રકાશકો,

બુકસેલર કાલીદાસ મકનજીની કું૦

સદર બજાર કેમ્પ—કરાચી.

તા. કુ.—બહાર ગામના ગ્રાહકોએ વી. પી. ના ખરચથી બચવું હોય તો આઠ આનાની પોસ્ટની ટીકીટ પ્રકાશકને મોકલી પુસ્તક મંગાવી લેવું.

કા. મ. બુ. કરાચી

# પ્રસ્તાવના.



વર્તમાન પરિસ્થિતિ વિચારતાં, મનુષ્યોના વિચારોનું પરિવર્તન થયું છે. પ્રાચીન સંસ્કૃતિને નુતન સ્વરૂપ આપીને આપણો વિદ્વાન વર્ગ સમાજને સન્માર્ગે દોરવા ઘટતા પ્રયત્નો કરે છે. આપણે સહુ સમજી શકીએ છીએ, કે મનુષ્ય જીવનની ઇશ્વરી ફરજો બજાવીને જ આત્માની ઉન્નતિ કરી શકાય છે.

આપણો મુખ્ય ધર્મ આપણા આત્માને ઉત્કૃષ્ટ કરવાનો છે. આત્મા ઉત્કૃષ્ટ થાય, ત્યારે જ જન્મ મરણનો ફેરો ટળે અને મોક્ષ મળે. પ્રાચીન સમયમાં આપણા ઋષિ મુનીઓ માયાથી દૂર રહી, નદી કિનારે પર્ણકુટી બાંધીને સદા આનંદે રહેતા અને ત્યાં બેઠા બેઠા પોતાના આત્માનું અને જગતનું કલ્યાણ કરી શકતા. સમયનું પરિવર્તન થયું અને ષડરિપુઓએ આપણને ઘેરી લીધા. એ ષડરિપુઓને નારી હઠાવવા આપણી પાસે જ્ઞાનરૂપ હથિયાર તો રહ્યું નહી. જ્યાં સુધી એ રિપુઓ દુર ન થાય, ત્યાં સુધી આપણે સ્વધર્મ પાલન કરી શકીએ નહી; તો પછી આત્માનું કલ્યાણ તે શી રીતે થાય?

હવે જ્ઞાન મેળવવા માટે સત્યપુરૂષોનો સમાગમ કરવો જોઈએ, અને તેવા જ મહાપુરૂષોની પ્રસાદીરૂપ જ્ઞાન માર્ગના ઉપદેશાત્મક પુસ્તકો વાંચીને ષડરિપુઓને હઠાવવા કમર કસવી જોઇએ પ્રથમ સાધન સત્પુરૂષોનો કે મહાત્માઓનો સમાગમ છે. પરંતુ આવા મહાત્માઓ પ્રત્યેક સ્થળોમાં મળી શકતા નથી કદાચ મળી શકતા હોય તો પગે ચાલીને જ્ઞાન મેળવવા માત્ર સશકત મનુષ્યોજ જઇ શકે છે અને તે પણ પ્રમાદને લીધે દર રોજ જતાં જતાં થાકી જાય છે, આ હકીકત ઘણાઓએ અનુભવી હશે તેથી બીજું સાધન કે જે જ્ઞાન માર્ગનાં ઉત્તમ પુસ્તકો છે તેમાંથી સશકત અને અશકત સર્વેને જોઇએ તટલો લાભ મળી શકે છે. મહાત્માઓની મધુર વાણીથી ભરેલા આવાં સુંદર પુસ્તકો ઘણાં પ્રકટ થાય છે અને પ્રત્યેક જીજ્ઞાસુ મનુષ્ય તેને સહર્ષ આદર આપે છે. આવાં પુસ્તકો જેમ વધારે પ્રકટ થાય તેમ જ્ઞાન મેળવવાના સાહિત્યમાં વૃદ્ધિ થાય છે. એમ માનીને અમારા આ લઘુ પુસ્તકો જન સમાજ સહર્ષ વધાવી લેશે એવી આશાં રાખીએ છીએ.

અમારા આ ભજન સંગ્રહમાં લીધેલા ભજનો જે જે સત્પુરૂષોનાં રચેલાં છે; તેઓશ્રીનો અમે આભાર માનીએ છીએ અને સુજ્ઞ વાંચકોને તેમાં કાંઈ પણ દોષ જણાય તો તે ક્ષંતવ્ય દ્રષ્ટિથી સુધારીને વાંચવા વિજ્ઞપ્તિ કરીએ છીએ અમારો આ પ્રયત્ન જીજ્ઞાસુ સજ્જનોને રૂચીકર લાગશે તો હવે પછી એ દિશામાં અમે અમારી પ્રવૃત્તિને ચાલુ રાખવા સહર્ષ તત્પર રહીશું, **અસ્તુ.**

| | | |
|---|---|---|
| વસંત પંચમી. | } | લી. |
| સંવત ૧૯૮૦ | | **પ્રકાશકો.** |

તેમજ હાલમાં અમારા તરફથી નવુ છપાતું પુસ્તક નામે ભક્તિભાનું અથવા સનાતન વીચાર માંળા શ્રાવણ માશની આખર સુધ્ધીમાં બરાર પડસે આ પુસ્તક માં કબીરના તથા ગોરખના ઉલટી વાણીના ભજનનો અર્થ વાચતાં આનંદ આવશે તોગ્રહાક થનારે પોતાનું નામ પુરા સરનામા શાથે લખી જણાવવું

**ક. મ.**

# રાણીજી-કેમ રીશાયા

## બોલો તો ખરા

રાણીજી:—શું બોલીએ જુવોને હાથમાં બંગડીએ કયાં છે:

શેઠજી:—હું કાલે રાતના જે બંગડી લાવ્યો છું તે કાં નથી પહેરતા.

રાણીજી:—અરે તમારી બેઠોલી ને હાથ છોલી નાખે તેવી બંગડી કયાંથી લાવ્યા.

શેઠજી:—હેદરાબાદના શહેરમાંથી સીંધી વેપારીને ત્યાંથી.

રાણીજી:—શીધી વેપારી બંગડી વેચવામાં શું જાણે તેવી નકામી બંગડી હું નહી પહેરવાની.

શેઠજી:—તો મહેરબાની કરી ફરમાવશો-કયાંથી લાવી આપું.

રાણીજી;—હેદરાબાદ સદર બજારમાં ગોરધનદાશ પચાણને ત્યાં દરેક જાતની બંગડી મલે છે ત્યા જઇ શારી ફેન્સી બંગડી લાવી આપશો તો જ બોલીશ

શેઠજી:—બહુ સારૂ મહેરબાન હમણા જ લાવી આપું છું તે શાથે બીજું કાંઇ જોઈએ તો ફરમાવશો.

રાણીજી:—વારૂ તો તેની સાથે આપણા ઘેરને શણગારવા માટે કોપશાશર-ગલાશ-બરણી વીગેરે પણ લાવશો તેની સાથે આપણા બચુ માટે ભણવાની ચોપડી તથા શલેટ-પેનશીલ વાગેરે પણ લાવશો.

શેઠજી:—બહુ શારૂ મહેરબાન હમણા જ લાવી આપું છું.

**ઠા· ગોરધન પચાણ**

**ગલાશવેરની દુકાનેથી, સદર બજાર—હેદરબાદ સીંધ.**

અર્બુદામૃત રોગાન્તક ચુર્ણાગારની

# બાળા સોગઠી વાપરો

મહાન પુરૂષોને મન તથા ઇંદ્રીયોનો જય કરવામાં મુશ્કેલીઓ વેઠવી પડે છે તો વર્તમાન કાળના દંપતિઓને માટે કઠણ ગણાય મન તથા ઇંદ્રીયોને સયમમાં રાખવામાં ન આવે તો અનેક પ્રકારના રોગોને ઉત્પન્ન કરે છે અને તેમાંથી સ્ત્રીઓને પ્રદર આર્તવરોધ રકતગુલ્મ સુવારોગ વિગેરે રોગો થાય છે તેમાંના રોગવાળી સ્ત્રીઓ ને ધાવતા બાળકોને પણ અનેક પ્રકારના રોગોનો વારસો મળે છે.

ઉદરના રોગો. હૃદયના રોગો તથા લોહી વીકારના રોગોને નાશ કરી. પાચન શક્તિ વધારવામાં બાળા સોગઠીએ પ્રખ્યાતિ મેળવી છે ખાશ સ્ત્રીના દરદો માટે આ સોગઠીને અર્બુદા વ્યાદિ કવાથમાં મેળવીને પીવાથી સ્ત્રીઓના રોગો નાશ કરે છે કીમત રૂા. ૧ નું મનીઓરડર કરનારને ૬ સોગઠી પોસ્ટેજ થી મોકલવામાં આવસે.

ટુંક સમયમાં છપાઈ બહાર પડસે:—

**જતીની જડીબુટ્ટી અથવા કોકાની કેળવણીનું કંદ**

મળવાનુ ઠેકાણું

**અર્બુદામૃત રોગાન્તક ચુર્ણાગાર**

**પેઈન્ટર ડી. જે. શાહ**

**સદર બજાર:—હૈદ્રાબાદ સિન્ધ**



# સંસાર સેતુ

અથવા

# મહાન પુરુષોની પ્રસાદી

## શ્રી પરમાત્માને વંદન.

શાંતાકારં ભુજગ શયનં પદ્મનાભસુરેશમ્
વિશ્વાધારં ગગનસદૃશં મેઘવર્ણં શુભાંગમ્,
લક્ષ્મીકાંતં કમલનયનં યોગિભિર્ધ્યાનગમ્યમ્
વંદે વિષ્ણું ભવભયહરં સર્વ લોકૈક નાથમ્.

શ્રી ! રામા પુરૂષોતમા નરહરે નારાયણા કેશવા
ગોવિંદ ગરૂડધ્વજા ગુણનીધે દામોદરા માધવા
શ્રી કૃષ્ણ કમલા પતિ યદુપતિ સીતાપતિ શ્રીપતિ
વૈકુંઠાધિપતિ ચરાચરપતિ લક્ષ્મીપતે પાહીમાંમ્
આદૌરામ તપોવનાધિગમન હત્વા મૃગા કાંચનમ્
વૈદેહી હરણ જટાયુ મરણં સુગ્રીવ સંભાષણમ્
વાલી નિગ્રહણં સમુદ્ર તરણં લંકાપુરી દાહનમ
પશ્ચાદ રાવણ કુંભકરણ હનનં એતધી રામાયણમ્.
આદૌ દેવકી દેવ ગર્ભજનનં ગોપી ગ્રહેવર્ધમનમ્
માયા પુતના જીવતાપ હનનં ગોવર્ધનો ધારણમ્
કંસા છેદન કૌરવાદી હનનં કુન્તા સુતા પાલનમ
એતદ્ શ્રીમદ ભાગવત પુરાણ કથીતં શ્રી કૃષ્ણલીલા મૃતમ્

## ભજન (૩) ઇશ્વર સ્તુતી

ભયે પ્રગટ કૃપાલા દીન દયાલા કૌશલ્યા હિતકારી,
હર્ષિત મહતારી મુનીમન હારી અદ્દભુત રૂપ નિહારી, ટેક
લોચન અભિરામા તનુ ઘનુ શ્યામા નિજ આયુધ ભુજચારી,
ભૂષણ વનમાલા નયન વિશાલા શોભા સિંધુ ખરારી, ૧
કહુ દોઉ કર જોરી અસ્તુતિ, તોરી કેહિ વિધિ કરૌ અનન્તા,
માયા ગુણ જ્ઞાના તીત અમાના વેદ પુરાણાં મનંતા, ૨
કરૂણા સુખ સાગર સબ ગુણ આગર જયહિં ગાવહિ સ્તુતિ સંતા;

સો મમ વિત ભાગી જન અનુરાગી પ્રગટ ભયે શ્રીકંતા ૩
બ્રહ્માંડ નિકાયા નિર્મિત માયા રોમ રોમ પ્રતિ વેદ કહે;
મમ ઉરસો બાસી યહ ઉપહાસી સુનત ધીર મતિ થિર ન રહે ૪
ઉપજા જબ જ્ઞાના પ્રભુ મુસકાના ચરિત બહુત વિધિ કીન્હ ચહે;
કહિ કથા સુનાઇ માતુ બુઝાઈ જેહિ પ્રકાર સુત પ્રેમ લહે ૫
માતા પુની બોલી સોમતિ ડોલી તજહુ તાત યહ રૂપા;
કીજે શિશુ લીલા અતિ પ્રિય શીલા યહ સુખ પરમ અનૂપા ૬
સુનિ વચન સુજાના રોદન ઠાના હોઇ બાલક સુર ભૂપા;
યહ ચરિત જે ગાવહિં હરિપદ પાવહિં તેન પરહિં ભવકૂપા ૭

## દોહરો

વિપ્ર ધેનું સુર સંતહિત લીન્હ મનુજ અવતર;
નિજ ઇચ્છા નિમિતનું માયા ગુણ ગોપાળ
શિયા વર રામચંદ્રકી જે ઉમાપતિ મહાદેવકી જે પવનસુત હનુ
માનકી જે બોલે ભાઈ સબ સંતનકી જે.

## ઇશ્વ સ્તુતી.

દીના નાથ દયાલ નટવર હાથ મારો મુકશોમાં
હાથ મારો મુકશોમાં હાથ મારો મુકશોમાં— દીના.
આ મહાભવસાગરે ભગવાન હું હુબો પડયો છું

ચઉદ લોક નિવાસી ચપલા કાંત આ તક ચુકશોમાં—દીના.
ઓથ ઇશ્વર આપની સાધન વીશે સમજું નહીં હું,
પ્રાણ પાલક પોત જોઇ શંખ આખર ફુંકશોમાં—દીના.
માત તાત સગા સહોદર જે કહું તે આપ મારે
હે કૃપા અમૃતના સરોવર દાસ સારૂ ચુકશોમાં—દીના.
શરણ કેશવલાલનું છે ચરણ હે હરીરામ તારૂં
અખીલ નાયક આ સમય ખોટે મસે પણ ખુટશોમાં—દીના.

## વઇષ્ણુવ જનનાં લક્ષણ.

વૈશ્ણુવ જન તો તેને કહીએ,
જે પીડ પરાઇ જાણેરે.
પર દુઃખે ઉપકાર કરે તોયે,
મન અભિમાન ન આણેરે—વૈ.
સકલ લોકમાં સહુને વંદે,
નિંદા ન કરે કેનીરે;
વાચ કાછ મન નિશ્ચય રાખે,
ધન ધન જનની તેનીરે—વૈ.
સમદ્રષ્ટિ ને તૃષ્ણા ત્યાગી,
પરસ્ત્રી જેને માતરે;
જીવ્હા થકી અસત્ય ન બોલે,
પરધન નવ ઝાલે હાથરે—વૈ.

મોહ માયા વ્યાપે નહીં જેને,
દ્રઢ વૈરાગ્ય જેના મનમાંરે;
રામ નામ શું તાળી લાગી.
સકલ તીર્થ જેના તનમાંરે—વૈ.
વણ લોભીને કપટ રહિત છે,
કામ ક્રોધ નિવાર્યારે;
ભણે નરસૈંયો તેનું દર્શન કરતાં,
કુળ એકોતેર તાર્યા રે—વૈ.

**નરસીંહ મહેતા.**

## પદ ૧ લું રાગ પ્રભાત.

સમરને શ્રીહરી મેલ્ય મમતા પરી
જોને વિચારીને મુળ તારૂં,
તું અલ્યા કોણને કોને વળગી રહયો,
વગર સમજે કહે માહરૂં માહરૂં—સમર.
દેહ તારી નથી જોતુ જુગતે કરી
રાખતા નવ રહે નિશ્ચય જાયે
દેહ સબંધ તજે નવ નવા બહુ થશે
પુત્ર કલત્ર પરિવાર વ્હાએ—સમર
ધન તણું ધ્યાન તું અહોનિશઆદરે
એજ તારે અંતરાય મોટી

પાસે છે પીયુ અલ્યા તેને નવ પરખીયો
હાથથી બાજી ગઇ થયોરે ખોટી--સમર
ભરનિદ્રા ભર્યો રોધિ ઘેર્યો ઘણો
સંતના શબ્દ સુણી કાન જાગે
ન જાગતાં નરસૈયો લાજ છે અતિ ઘણી
જન્મો જન્મ તારી ભ્રાંતિ ભાંગે—સમર.

## પદ બીજું રાગ પ્રભાત.

શા સુખે સુતો સંભાળશ્રી નાથને હાથ તે હરી વીના કોણ સ્હાયે,
તાતને માત સુત ભ્રાત ટોળે મળ્યા દોહલી વેળા સૌ દુર જાયે—શા.
ઉંધે મસ્તક હતો ઉગ્ર તપ આદરી ભકિત કીધી ભગવાન કેરી
અવતરી પાશ બંધાયો માયા તણો, કપટી લાલચે લીધો ઘેરી—શા.
દીવસે ચોદસ ભમ્યો રાત નિદ્રા વીશે સ્વપ્નમાં સંભારે મોટી માયા,
પલક પરવાર નહિ હરીને ભજવા તણો જ્યા લગી સંજોગ કાયા—શા,
ધનધામે કરી મોહી રહયો લોભીયો વેદના વિસરી ગર્ભ કેરી,
નાથ ત્રિલોકના હરિ નસંભારીયા, જ્યારે રાખ્યો તો જઠરામા ઘેરી—શા.
જાગ્યરે જીવડા વાજ આવ્યો ઘણું કેટલો એક પ્રતિ બોધ દીજે
નરસીંહના સ્વામીને નિત્ય સંભાળતા દેહના દુષ્કૃત્ય દુર કીજે—શા.

## પદ ૩ જું રાગ પ્રભાત.

જ્યાં લગી આત્મા તત્વ ચિન્હો નહિ
ત્યાં લગી સાધના સર્વ જુઠી

મનુષ દેહ તારો સાવ એળે ગયો,
માવઠાંની જેમ વૃશ્ટી જુહી— જ્યાં.
શું થયું સ્નાન સેવાને પુજા થકી,
શું થયું ઘેર રહી દાન દીધે,
શું થયું ધરી જટા ભસ્મ લેપન કરે,
શું થયું વાળ લોચન કીધે— જ્યાં
શું થયું તપને તીરથ કીધા થકી,
શું થયું માલ ગ્રહી નામ લીધે;
શું થયું તિલકને તુલસી ધર્યાં થકી,
શું થયું ગંગાજળ પાન પીધે,— જ્યા.
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે થકી,
શું થયું રાગને રંગ જાણે;
શું થયું ખટ દરશન સેવા થકી
શું થયું વરણના ભેદ આણે— જ્યા.
એ પરપંચ સહુ પેટ ભરવા તણાં,
આત્મારામ પરિબ્રહમ ન જોયો;
કે નરસૈયો તત્વ દરશન વિના.
રત્ન ચિંતામણી જન્મ ખોયો— જ્યાં

**પદ ૪થું રાગ પ્રભાત.**

અખીલ બ્રહ્માડમાં એક તું શ્રીહરી,
જુજવે રૂપે અંનત ભાસે;

દેહમાં દેવતું તેજમા તત્વતું
શુન્યમાં શબ્દ થઇ વેદ ભાસે; અ.
પવનતું પાંણીતું ભુમિતું ભુદરા,
વૃક્ષ થઇ ફુલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી અનેક રસ લેવાને
શિવ થકી જીવ થયો એજ આશે અ.
વેદતો એમ વદે શ્રુતિ સ્મૃતિ શાખદે અ.
કનક કુંડલ વિશે ભેદ ન હોયે;
ઘાટ ઘડયા પછે નામ રૂપ જુજવા;
અંત્યે તેતો હેમનું હેમ હોયે અ.
વૃક્ષમાં બીજતું બીજમાં વૃક્ષતું
જોઉં પટંતરો એજ પાસે,
ભણે નરસૈયો એ મનતણી શોધના,
પ્રીત કરૂં પ્રેમથી પ્રગટ થાશે અ.

## પદ ૫મુ રાગ રામગ્રી.

જાગ્રત થાઓ બંધુ મહારારે કયાં સુધી સુવાયે
અવિદ્યા તમ આજે હણી સ્વરૂપ જેથી પમાયે જા,
સુર્યોદય હતો નહિરે નિદ્રા હતી સુપ્રમાણુ

સદ્‌ગુરૂ શાસ્ત્ર સૂર્ય લહી હવે જાણો તે હાણુ જા,
કોઇ ઉંઘતું આખી રાત્રીએરે કોઇ રાત્રિ ને દીન
આતો ઉંઘ કોટી જન્મની હજુએ તેમા લીન જા
નાદ થોડો પાસે થતારે નિદ્રા તરત હણાયે
ઘોષ કરી શસ્ત્રો થાકીઆ તો પણ તે તો જણાયે જા,
સાધુઓ હઢોળે સ્નેહથીરે ચીમટી દુઃખની ભરાયે
જાગ્રત સાધક તો બની ઉંઘમાં તોય સરાયે જા.
ઉન્નત દશા આગળ ખડારે ઉંઘમાં તે ન જણાયે
ચક્ષુ છતાં અંધજ બની હાંથે કરીને હણાયે જા.
બોધ ભાનું સન્મુખ કરોરે કરી તમશનો નાશ
બ્રહ્મસ્વરૂપ બની જઇ બનજો સ્વયં પ્રકાશ જા.

## પદ ૬ઠું રામગ્રા.

વનચર વિરા લચામણી, કહેને કયાં થકી આવ્યો
આરે મુદ્રિકા શ્રીરામના કેહેને કયા થકી લાવ્યો વનચર,
આરે મુદ્રિકા શ્રીરામની, કોઇને જોતા ન જડતી
તે તારે હાથે આવી ચડી, મુને કલ નથી પડતી વનચર-
બોલજ બોલને બાંધવા, સાચી સંભળાવે વાત
જવાલા બોલવજો જાનકી, કુશળ છે રઘુનાથ વનચર.

કોપ કરી મારે કંથજી, કેમ હાથે ન મારી
કપુર લઈ ચાલ્યું કાગને, મારે વાલે વિસારી વનચર.
નાથ નમેરા કેમ થયા, હૈડા કઠણુજ કીધા
સતીને મેલીને સાધુ થયા, મુખ મુનીવ્રત લીધા વનચર.
જોગ લીધો બે બાંધવે, બેઠા આસન વાળી
શ્રીવાત થયાં સહુ દેખતાં, પીધાં ઉપવીત બાલી વનચર
આજ કાલ રામજી આવશે તારે અમલા ઉગરશે
નાથ વિજોગે ટળ વળી નારી નીશ્ચે મરશે વનચર.
નાથ નિહાલતા નેત્ર ગળ્યા, મર્મનો પાર ન આવ્યો
રણછોડના સ્વામીને જઈ કહેજો, સતીએ સંદેશો કહાવ્યો. વનચર.

## પદ ૭ મું રામગ્રી

હસિને બોલ્યા હનુમાનજી માતા આજ્ઞા પાળું
કહોતો રાવણને રોળવું, કહોતો લંકા પ્રજાળુ હસિને.
કહોતો રાક્ષસના કુલને, ખરી ખાતેથી ખાઉં
કહોતો ખાંધે બેસારોને, પેલે પાર લઈ જાઉં હસિને.
વિપત પડે નવ ખુટીએ, રામજી છે રૂડા
નથી સતા પતી સાધુ થયા, નથી દીલના કુડા હસિને.
રામ લક્ષ્મણ આરોગ્ય છે, સમાચાર છે સારા

મારી માતાંનું દુઃખ જોઇને, આવે આંસુની ધારા હસિને.
તમે કહ્યું માનો મારા માતાજી, કશિચિંતા ન કરીએ
સાચે મને કરી સાધવી, ધ્યાન ધણીનું ધરીએ હસિને.
દુર મતિએ કર્મ કર્યું, આટું વેરજ વાળ્યું
પાપી તણા પ્રાણ લઇ કરી, આપણે ઘેર જાશું હસિને.
એ આવે રૂડા રામજી, ટાળવા દુઃખ તમારૂં
શુધ્ધ લેવા મને મોકલ્યો, કહ્યું માનજો મારૂં હસિને.
એ આવે રઘુ નાથજી, જાણીએ જોગ માયા
રાજા રાવણને મારશે, ગુણ રણછોડે ગાયા હસિને.

## પદ ૮ મું રામગ્રી

સીતા વિજોગેશ્રીરામજી, લક્ષમણ નેરે પુછે
હજુ હનુમાન ન આવીયો નહિ તેનું કારણ શું છે સિતા.
અવધ કરી અહીંથી ગયો, હું તો હમણાંજ આવું
સ્વર્ગ મૃત્યુ પાતાળની, શુધ્ધ પહોરમાં લાવું સિતા.
મારૂ મન રહેતું નથી ભાઇ, ઘર શુન્ય ભાંગ્યું
સીતા ગયે શું ઉગર્યું, મોઢું લાંછન લાગ્યું સિતા.
જડશે નહિ જો જાનકી, ત્યારે શી ગત થાસે
લોક લાંછન વળી લાગશે, વિશ્વમા નહિ રહેવાશે સિતા.

બોલ બાંધવના સાંભળી, બોલ્યા લક્ષ્મણ વીર
સીતાને શોધી લાવશું, મન રાખો ધીર સિતા,
રૂદન કરે શ્રીરામજી, શોકે સાગર શુકે
લક્ષ્મણ કહે સત્ય માનજો, સતી સત્ય ન મુંકે સિતા.
સીતાજી સરખી સતી નહિં રહેશે આપ વિચારી
અવર પુરૂષ સામું નવ જુએ, નાખે વિશ્વ સહારી સિતા.
બન્યો અન્ય બાંધવ બોલ્યાં, વાટ જુવે એમ કહીને
એટલે હનુમાન આવીયા, શુધ્ધ સીતાની લઈને સિતા.
હરખ થયો શ્રીરામને, કુશળ છે મારી માતા
મુજને કહે કહેજે મુજ નાથને, આવી કરો સુખ દાતા સિતા.
નીશદિન નામ લે તમતણું, શોકાતુર થઈને
કહ્યું મેં જે વહેલા આવશું, શ્રીરામને લઈને સિતા.
હરખ થયો શ્રીરામને. શૈન્ય તત્પર કીધું
પાજ બાંધી પાર ઉતર્યા, જઇ દુંદભીક દીધું સિતા.
રીછવાનર શ્રીરામના દળ ભારેરે મચાવ્યું
રાક્ષસ રાજા રાવણ તણા જુધ્ધ જોર મચાવ્યું સિતા.
હારે નહિં કોઇ કોઈથી, માર મોકમ મારે
રામ લક્ષ્મણ ક્રોધે ચડયા; કપી કોપ્યા ત્યારે સિતા.
જુધ્ધ કરી રામ જીતીયા, રાવણનેરે માર્યો

રાજ વિભિષણને આપ્યું, તન તાપ નિવાર્યો સિતા.
સિતા લઈ શ્રીરામજી અયોધ્યામા આવ્યા.
જય જય જયકાર ત્યાં થઈ રહ્યો, પ્રજાને મન ભાવ્યા સિતા.
રામ કથા રસ સાંભળે, મુખ વરણી ન જાય
ભવસાગર ફેરો ટળે, ગુણ રણછોડ ગાય સિતા.

## પદ ૯ મું રામગ્રી

રાવણ કહેરે મંદોદરી હારશો નહિં હૈયે
લંકા ગઢ કેમ લેવાશે, દશરથને છૈયે રાવણ
સેના એની શોભતી માંહ્યા વાનર વારૂ
રામ રાવણને જીતશે, એતો શાબાળ સારૂ રાવણ
થાળી વગાડે હું નવ બીઊં, રહ્યા ત્રંબાળુ ગાજી
અમ આગળ એનો શો આશરો, જક માકરો ઝાઝી રાવણ
અજાણ્યો મારો એ નથી, માનની મત પાઇ
જોર કરીને આવ્યો, જોજો જનકનો જમાઈ રાવણ

## પદ ૧૦ રામગ્રી

કહ્યુરે માનો મારા કંથજી, રૂડા રામજી આવે
પત્થર તારી પાણીમાં, પ્રભુ પાજ બંધાવે કહરૂરેમાનો

નારી આપો જઈ નરપતિ, કરો પ્રભુને પ્રણામ
દયા કરશે દયાલજી, સરસે આપણું કામ કહ્યુરેમાનો
માનોજી કહેરે મંદોદરી સુણીએ મારા સ્વામી
એને લેજો તમે ઓળખી એ છે અંતરજામી કહ્યુરેમાનો
એ જુવો ગરદ ઉડે ઘણી મહેલ થઈ ગયા મેલા
સીતાને લઈને જઈ મળો સ્વામી કાં થયા ઘેલા કહ્યું રે
આજ સ્વપ્નમા આવીઉ લંકામાં લાહ્ય લાગી
રામ બાણે દશ શીશ હણ્યા, એટલે હું જાગી કહ્યુરે
પેટ ચોળીને પીડા કરી, માન મણીધરનું લીધું
આભ સાથે જઈ બાથડ્યા, વેર મોટા શું કીધું કહ્યુરે
સ્વામીજી એ શું કર્યું તમે, જુઓ મહા જુધ્ધ થાશે
પ્રાણ તમારા લઈને, સીતા રામ ઘેર જાશે કહ્યુરે

## પદ ૧૧ રાગ પ્રભાત.

ઉઠ પ્રભાત સમરલેતું, શ્રી ગણેશ દેવા
માતા જાકી પાર્વતીને, પીતા શંકર દેવા—ટેક.
એક દંત દયાવંત, ચાર ભુજા ધારી.
મસ્તકે સિંદુર સોહે મુસકકી સ્વારી—ઉઠ પ્રભાત
ચઢેકુ પાન ફુલ ખાનેકુ મેવા

સકળ સરૂષ્ટી તમકુ રટત, શંકર મહાદેવા–ઉઠ પ્રભાત
સંગ સિદ્ધ બુદ્ધિનારી, ચમર નીત્ય કરે
વાકો નામ નીત્ય લીજે સરવ વિઘ્ન હરે ઉઠ–પ્રભાત
કનક થાળ મુક્ત માલ જાત સહુ વારી
તાનશેન ગજાનંદ, ગાવત સુભકારી ઉઠ–પ્રભાત

## પદ ૧૨ રાગ પ્રભાત

કોણુ એ સમાના કામની, હત ફૂળીએલ રામા
દ્રોપદીની લજ્જા રાખવા, હરી ઉભા છે સામા—કોણુ
વહાલોજી ગયાતા વાડાએ, સર્વે સુંદરી સાથે
શેલડીની છોલ ઉતારતાં, છરી બેઠી છે હાથે––કોણુ
માનની મંદીર આવ્યા, ચીથરડું રે લેવા
દ્રોપદીએ ચીર વધેરીયું, હરીને હાથે બંધેવા—કોણુ
ત્રીકમે તેના તાંતણા લખી રાખ્યા છે લેખે
નવસે નવાણું ચીર પુરીયાં, સઘળી સભા દેખે—કોણુ
ગરૂડે ચડીને ગોવીંદ આવાયા, અંતરયામી
ભકત ઉદ્ધારણ ભુખરો, મેતા નરસૈયાનો સ્વામી—ણુકો

## પદ ૧૩ રાગ પ્રભાત

જળ કમળ છાંડી જાને બાળા સ્વામી મ રે જાગશે,
જાગશે તુને મારશે મને બાળ હત્યા લાગશે જળકમળ ટેક
કહેરે બાળ તું મારગ ભુલ્યો, કે તારા વેરીએ વળાવીઓ;
નીશ્ચ તારો કાળજ ખુટયો અહીયાં તે શીદ આવીયો, જળ૦ ૧
નથી નાગણ હું મારગ ભુલ્યો, નથી મારા વેરીએ વળાવીઓ;
મથુરા નગરીમા જુગટું રમતાં નાગનું શીશ હું હારીઓ, ૨
રંગે રૂડો રૂપે પુરો દીશતો કોડીલો કોડામણો;
તારી માતાએ કેટલા જન્મ્યા તેમાં તું અળખામણો
મારી માતાએ બેઉ જન્મ્યા! તેમાં હું નટવર નહાનડો;
જગાડતારા નાગને મારૂં નામ કૃષ્ણ કહાનડો ૩
લાખ સવાનો મારો હાર આપું આપુંરે તુજને દોરીયો,
એટલું મારા નાગથી છાનું આપું તુજને ચોરીયો ૪
શું કરૂં નાગણ હાર તારો શુ કરૂં તારો દોરીયો;
શાને કાજે નાગણ તારે ઘરમાં કરવી ચોરીયો, ૫
ચરણ ચાંપી મુછ મરડી નાગણે નાગ જગાવીયો,
ઉઠોને બળવંત કોઇ બારણે બાળક આવીયો ૬
બેઉ બળીયા બથે વળીયા કૃષ્ણે કાલીનાગ નાથીયો;
સહસ્ર ફેણે ફુંફવે જેમ ગગને ગાજે હાથીયો ૭

નાગણુ સૌ વીલાપ કરે જે નાગને બહુ દુઃખ આપશે;
મથુરા નગરીમાં લઈ જશે પછી નાગનું શીશ કાપશે ૯
બેઉ કર જોડીને વીનવે સ્વામી મુકો અમારા કંથને,
અમે અપરાધી કાંઈ ન સમજ્યા ન ઓળખ્યા ભગવંતને ૧૦
થાળ ભરી સગ મોતીયે શ્રી કૃષ્ણને વધાવીએ;
નરસીંયાના નાથ પાસેથી નાગણે નાગ છોડાવીએ. ૧૧

## ૧૯ રાગ પ્રભાત.

કોઇ સુધ્ધ લાવે મારા નાથની તેને નવ નીધી આપું
મોતીડે વધાવું તેહને કષ્ટ કોડેથી કાપું ટેક.
સખી કોઈ સમજાવીને ઘેર તેડી લાવે
કઠણ હૈયાના કાનજી સંદેશો ન કહાવે ૧
કોઇ ગુણવતી ગોહડી પ્રીતમજીને પુછે
શા માટે રીસાઈ ગયા તેનું કારણ શું છે ૨
મુને મુકીને જોગી થયા કે કોઇએ ભરમાવ્યા
મને ભરોસે મુકી ગયા હજી ઘેર ન આવ્યા ૩
કાંઈ સમજણ પડતી નથી રહુ નિત્ય ઉદાશી
વસમું લાગે મુને વીઠલા મથુરાના રેવાશી ૪
અનેક અપરાધ ક્ષમા કીજીએ કહું છું શીરનામી
વાલમ વેલા આવજો રણછોડ સ્વામી. ૫

## ૨૦

હરીને ભજતાં હજુ કોઇની લાજ, જતાં નથી જાણીરે ;
જેની સુરતી શામળીયા સાથ, વદે વેદ વાણીરે. (ટેક)
વહાલે ઊગાર્યો પ્રહલાદ, હિરણ્યકશિપુ માર્યો રે (૨)
વિભીષણુને આપ્યું રાજ્ય રાવણ સંહાર્યો રે હરિને૦
વહાલે નરસિંહ મહેતાને હાર, હાથોહાથ આપ્યોરે (૨)
ધ્રુવને આપ્યું અવિચળ રાજ, પોતાના કરી સ્થાપ્યોરે હરિને૦
વહાલે મીરાં તે બાઈનાં ઝેર, હળાહળ પીધાંરે (૨)
પાંચાળીનાં પુર્યાં ચીર, પાંડવ કામ કીધાંરે હરિને૦
આવો હરિ ભજવાનો લ્હાવો, ભજન કોઇ કરશેરે (૨)
કર જોડી કહે પ્રેમળદાસ, ભકતોનાં દુઃખ હરશેરે હરિને૦

## ૨૧

કયા છે ત્યાં સુધી કર સમરણ કીરતારનું રે (ટેક)
જતન કર્યું જઠરમાં જેણે તારો દેહ રચ્યોછે તેણે ;
તેણે કામ કર્યું છે, અતિ ઉપકારનું રે. કયા૦
પ્રસવ થયા પહેલું પય કીધું, માતાના સ્તનમાં રચી દીધું,
તેણે કારજ સીધ્યું, તારા આહારનું રે. કાયા૦
કાન નેત્ર કીધાં છે કેવાં, સર્વે અંગ અમુલખ એવાં ;

અંતઃકરણ કીધાં છે, વિવિધ વિચારનાં રે. કાયા૦
દાંત દીધા તુંને ચાવણું ચાવવા, અન્ન સરજીયું ઉદર ભરવા;
કર દીધા કારજ કરવા વહેવારના રે કાયા૦
સુરદુર્લભ મનુષાદેહ પામી, લંપટ ન થવું લુણહરામી;
છોટમ શરણ ગ્રહી લે, સરજવહારનું રે. કાયા૦

૨૨

જો વિચારીને જીવ હૃદેમાં, મરવું એ તો સહી (ટેક)
મેડી મંદિરને માળીઆં તરાં પડયાં રહેશે સહી (૨)
પ્રભુને અર્થે પઇસો ન વાવર્યો, ઠાકડી ઠાલી ગઇ. જો૦
કંચન જેવી કયા તારી, અડવા દેતા નહિ (૨)
ઘર છોડી સમશાને ચાલ્યા, ગોદરે રાખો થઇ. જો૦
માત પીતા તારા બેન બનેવી, ને ઘરની નારી રહી (૨)
છોકરાં તારાં અળગાં રહેશે, એકલો જાશે વહી. જો૦
હાર ભજો તમે હક હાલો એમ વેદમાં વાણી કહી (૨)
હીરજી કહે જેણે હરિ ભજ્યા એની જગમાં યશો રહી. જો૦

૨૩

મારો હંસલો નાનો ને દેવળ જુનું તો થયું;
જુનું તો થયું રે પાંજર પડયું તો રહ્યું રે મારો૦

કુડી કુડી કાયા રામાં, જુઠી જુઠી માયારે (૨)
કુડા દિલાસા અમને દઇ તો ગયો રે. મારો૦
આરે કાયાની સાથે પ્રીતો બંધાણી રામા (૨)
પડી ગયા દાંત રેખું પડી તો રહી રે મારો૦
કાયાનો ગઢ હંસા ડોલવાને લાગ્યો રે (૨)
ઉડી ગયો હંસ પાંજર પડયું તો રહયું રે. મારો૦
બાઇ મીરાં ગાય પ્રભુ, ગિરધરના ગુણ વાલા (૨)
છેલ્લી બાકી ના રાંમા રામ. મારો૦

૨૪

## જગત મિથ્યા વિષે.

સબી જાન જગત વહેવાર, રેનકા સપના,
તુમ કાયકું કચત હો યાર, ભુલ કર અપના. (ટેક)
નીજ માત તાત દારા, સુત ભગિની ભ્રાતા,
એ સબી સવારથ જાન, પરસ્પર નાતા સબી૦
એક રામભજન બીન, ઔર નહીં નિસ્તારા,
ગુરૂજ્ઞાન ગ્રહો તુમ ઉતરો ભવજલ પારા સબી૦
શિર કાલ અચાનક, ખબર નહીં એક પલકી,
કયા કરતે હો અભિમાન, આશ નહીં કલકી સબી૦

૨૫

મુંને ઘડી નથી વિસરતા રામ. હરિવર સંકટ હર્તા. ટેક
વહાલાજી મરા; કરપર ગોવર્ધન ધાર્યો (૨)
વહાલે વરજનો દેશ ઉગાર્યો રામ હરિવર૦
વહાલાજી મારા, કાળીનાગે ફંદ કીધો (૨)
લટકાળે નાથી દીધો રામ હરિવર૦
વહાલાજી મારા, કંસ હતો બહુ અહંકારી (૨)
મોહનજીએ નાખ્યો મારી રામ હરિવર.
વહાલાજી મારા, મુષ્ટિક તંદુલ સુદામાના લીધા [૨]
એના મહેલ કનકના કીધા રામ હરિવર.
વહાલાજી મારા, કુબ્જાનું ચંદન લીધું [૨]
એને રૂપ અનુપમ દીધુ રામ હરિવર.
વહાલજી મારા, પાંચાળી સભામાં પોકારે [૨]
પીંગળનાં પ્રાણજ પ્યારા રામ હરિવર.

૨૬

પ્રભુજીએ ધાર્યું હોય તે થાય;
ડહાપણ કોઇનું કામ ન આવે [૨]
કરોને કોટી ઉપાય—હાંરે હાંરે કરોને. પ્રભુ.

ભીમ, અર્જુન, સહદેવ, નિકુળ પાચમાં ધર્મ કહેવાય;
એ પાંચેના દેખતાંજીરે, સતી તે કેમ લુંટાય પ્રભુ.
રામ જેવા સત્ પુરૂષ કહીએ, ને તે પણ વનમાં જાય;
સતી સીતાને કલંક ચઢાયો, તો રાવણ શીર રોળાય પ્રભુ.
રાજાને જ્યારે રઢ લાગી, ત્યારે મૃગયા રમવા જાય;
એરે રૂષિને કોઇ દુભવશે, તેને તરત સર્પદંશ થાય પ્રભુ.
પરીક્ષિત રાજાના જન્મેજય કહાવે, ને તે પણ રાજા કહેવાય;
જગન કરતાં રંભાને વરતાં, અઢાર બ્રહ્મહત્યા થાય પ્રભુ.
શુભ મુહુર્તને શુભ ચોઘડીયાં શુભ ગ્રહે લેવાય ;
સારાં મુર્ત જોઈ લગન લખીયાં; રંગભરેલી રોળાય પ્રભુ.
હાણ વૃદ્ધિ છે હરીને હાથે, મુરખ મન મલકાય;
કરનારો તો કરી રહયો છે, અણસમજુ અથડાય પ્રભુ.

૨૭

## લાવણી.

દેખા નહી કછુ સાર, જગતમે દેખા નહી કછુ સાર ટેક.
ચઉદ ચોકડી રાજ મીલે જબ ત્રષણાકાં નહી પાર
ભોગ ભોગવે ઇંદ્ર અપ્સરા ત્રપ્તી નહી લગાર જગતમે.
જુઠા રંગ રૂપમે ભુલી ક્યા કરત ગમાર

રૂપ વીર્ય બલ નાસ હુવા તબ નહી હે અપની નાર
નહીહે અપની નાર જગતમે.
પ્યારી મેરી જાની પીગલા હુઆ રહા એકવાર
તોભી પ્રાયા કુતધ્ની રાણી અશ્વપાલક યાર
અશ્વપાલક યાર જગતમે.
અલ્પ વખતકા એહી તમાસા દુઃખ હે અપરંપાર
ફેર પસ્તાના યાર જગતમે.
એહી ભરથરી નાર ભરોસે ભુલી હુવા ખુવાર
એહી લેખસે જગત સીખદાયું નવ દુબે સંસાર
નવ ડુબે સંસાર જગતમે.

૨૮

કાયારે કેસે રોઈ તજદીયા પ્રાણ ટેક,
ઘરકી માયા ઘરમે છોડી, ગાય ભેંસ ઔર ઘોડી
રોતીનાર પદ્મણી છોડી, ઔર છોડી પુત્રન કેરી જોડી તજ.
ચારજનેકી આડ લગાવે. ચડે કાસ્ટકી ઘોડી
જાય ઉતારે નદી કીનારે, ફુકદીનીરે ફાગન જેસી હોરી તજ.
માત તાત સુત ભ્રાત સ્નેહી, સંગ ન આવે કોઈ
કહે કબીરા સુનો ભાઈ સાધુ, જીને જોડી ઉન પલબીચ તોડી તજ.

૨૯

મારા રામ ગયા વનવાસરે, ટેક

નયણે નીદ્રા ન આવે જરી.

હંસ વીનાના મારા સરોવર સુનારે,

વાઘ વીના વનવાટરે, નયણે.

પંખી વીનાના મારા પીંજરા સુનારે,

મંદીરીએ સુના સીતા રામરે. નયણે.

૩૦

## કાલીંગડો.

કરમ ગત ટાળી નાહી ટળે

કાહૂંઅસે રાહુ કાહુબસે સસીરવા જોગ સંજોગ પરે કરમ.

ગુરૂ બસીસ્ટ પંડીત મુનીગ્નાની સોધકે લગન ધરે

સીતા હરણ મરણ દસરથકુ બીપત મે બીપત પડે કરમ.

પાંચ ઓહી પાન્ડવ ધીર પ્રતાપી બનબન રોત ફીરે

સુરદાસ પ્રભુ અબ હોઇ જકન્ક કવન મરે કરમ.

## ૩૧

હાર ભજીયે તો આવે સુખની લહેર જો;
આ દુર્લભ મનુષ્યા દેહનો લ્હાવો લીજીયે. (ટેક)
કયાં થકી આવ્યો ને જીવ તારે કયાં જવું,
બોલ વિચારી જો કરવાને કામજો;
આ જુઠા જગત સાથે ઝઘડો નવ કીજીયે,
અંતે સાચો બેલી સીતારામ જો—આ દુર્લભ૦
આ મનુષ્ય દેહ પામ્યોરે મોંઘા મુલની,
કોટિ જનમનાં પુણ્ય તણો નહિ પારજો:
આ શીશને સાટેય માગી નહિ મળે,
એક ઘડી તો લાખેણી વહી જાય જો—આ દુર્લભ૦
આ વૃજવાસી ગોપીએ લ્હાવો લુંટીયો,
મુકી દીધી કાંઇ માત પીતા કુળ લાજજો:
સાચું તે સગપણ રે શામળીયા તણું,
સરીયાં સરીયાં એ વનિતાના કાજ જો—આ દુર્લભ૦
આ તન, મન, ધન, જોબનરે રંગ પતંગનો,
આ જોને જોતામાં વણસી જાય જો:
અંતરમાં ઓળખી લે આત્મા રામને,
કહે પ્રીતમ તારૂં આવા ગમન મટી જાય જો—આ દુર્લભ૦

૩૨

જીવ તેં હરિ ન સમર્યા ઘડી, કાયા કાલ જાશે પડી;
મન તેં પ્રભુ ન સમર્યા ઘડી, કાયા કાલ જાશે પડી.
રાત દિવસ ધંધામાં રોકાયો, નિંદા કથા મુખ ઘડી;
જોબનમાં જનમારો ખોયો, તારી મહેનત માથે પડી—જીવ.
સોનાની ચાખડીએ ચડતો, ને હીરે રત્ને જડી;
વાંકી ફેંટું કલંગીવાળો ભાઇ જમડા જાશે જડી—જીવ.
પહેરણું પીતાંબર પલંગે પોઢતો, ને ઓઢણું છે. પામડી;
આ લોક સુખમાં ઉંઘી રહયો, પછી જમડા જાશે જડી—જીવ
નાડી ખેંચાશે ને જીભ ઝલાશે. ને નીર નહિં ઉતરે નળી;
હજાર વીંછીની વેદના થાશે, પછી કોઈ દીન આવશે ચઢી—જીવ.
ખાટયું ઘણું પાઇ ખરચ્યા ન શકયો. ને કાટી બેઠો છે દળી;
ભોજો ભગત કહે અંતે એની, પછી બાંધી ચાલ્યા ઠાઠડી—જીવ.

૩૩

શા માટે તું ભજતો નથી, સેહેજે સીતારામરે;
આ કાયા તો તારી નથી, હાડકાં ને ચામ રે;
તેમાં તે શું મોહી રહયો છે, ગાફલ ગુલામ રે;—શા૦
પાંડવોની પ્રતિજ્ઞા પાળી, દ્રૌપદીનાં ચીર રે;
સુદામાની વેળા વાળી, ઉગાર્યો પ્રલ્હાદરે;—શા૦
રાવણ સરખા રાણા હતા, સોના સરખાં ધામ રે;

સવા લક્ષ જેના પુત્ર હતા, તેના નથી ઠેકાણાં ઠામ રે;—શા૦
આગળ તો તારે હુકમાઇ હતી, વૈર હતા ગુલામ રે;
બાજીગરનો વાંદરો ભાઇ, ભરાવશે સલામ રે;—શા૦
ઊંચી મેડીને અજબ ઝરૂખા, નીચાં નીચાં ધામ રે;
છત્રપતિ તો ચાલ્યા ગયા, તેના નથી ઠેકાણાં ઠામ રે;—શા૦
ધાઇધુતી ધન ભેળું કીધું, દાટયા રહેશે દામ રે;
બાપદાદા જેના વહી ગયા, એના ખોળી કાઢોને નામ રે;—શા૦
પાપની તો પાળો બાંધી, ધરમ નહીં લગાર રે;
કહે ભવાનભાઇ સાંભળો, તમે ભજી લીયો ભગવાન રે;—શા૦

## ૩૪

### બંરહુશ.

(નાથ કૈસે ગજકો બંધ છોડાયો એ રાગ.)

નાથ કૈસે દ્રૌપદી કે ચીર બઢાએ
જાકો દેખ સભી બીસમાયે, ટેક.
કૌરવ પાણ્ડવ મીલ આપ સમે જુવા ખેલરચાએ
ડાર કપટકા પાસા સુકુની પાણ્ડવ રાજ હરાએ ૧ નાથ.
દ્રુપદ સુતાકો બીચ સભાકે નગન કરનકો લાયે
ધ્વાકો નાથ લાજ રખ મેરી તુમ બીન કોન સહાયે ૨ નાથ-
દુસાસનને પકડ કેસસે ચીર બંદ્નસો હટાયે
ખેંચત ખેંચત અંતન આયો અમ્બર ઢેર લાગાયે ૩ નાથ.

ભીસ્મ દરોણ કર્ણ દુર્યોધન સબ મનમેં શરમાયે
બ્રહ્માનંદ જીનકે હરીપાલક તીનકો કોન દુખાયે ૪ નાથ

## ભજન ૩૫ મું (રાગ બનજારા)

સિરી કૃષ્ણ લાજ રખ મેરી
મૈં શરેણ પડી હું તેરી ॥ ટેક ॥
દુર્યોધન કપટ ચલાયા સબ પાંડવ રાજ હરાયાજી
મુજે બીચ સભાકે ઘેરી ॥ ૧ ॥
દુઃશાસન હાથ પસારે મેરે તનસેં ચીર ઉતારેજી
અબ લોક ખંડ ચહું ફેર ॥ ૨ ॥ મૈં શરણ.
અબ સકલ જગતકે માંહી મેરા કોઈ સહાયક નાહીંજી
મુજે એક આશ તુજ કેરી ॥ ૩ ॥ મૈં શરણ.
તુમ ભકતનકે સુખદાઈ અબ વેગ ખબર લો આઈજી
બ્રહ્માનંદ ચરણકી ચેરી ॥ ૪ ॥ મૈં શરણ.

## ૩૬

## કવાલી કાફી.

અગર હય શાન કોપાની તો ગુરૂકી જા શરણ ભાઈ ટેક.
જટા સીરપે રખાનેસે, ભસ્મતનમે લગાનેસે
સદાફલ મુલખાનેસે, કભી નહીં મુકતી કોપાઇ ૧ અગર.

અને મુરત પુજારી હ, તીર્થ યાત્રા પીયારી હે
કરે વ્રત નેમ ભારી હે ભરમ મનકા મીટે, નાંહીં ૨ અગર.
કોટી સુરજ શશી તારા. કરે પરકાસ મીલ સારા
બીનાં ગુરૂ ગાઢ અંધારા. ન પ્રભુકા રૂપ દરસાઇ ૩ અગર.
ઇસ સમજાન ગુરૂ દેવા લગા તન મન કરો સેવા
બ્રહ્માનંદ મોક્ષ પદ મેવા મીલે ભવબંદ કટજાઇ ૪ અગર.

## ૩૭

ઉઠો ખડા કોઇ ચેતોને પ્યારા, સાન સમજો સદગુરૂ કેરી;
જેમ દીપકપર પવન ઝપટે, કાળ ખડોરે તેરો શીર વેરી ઉઠો.
છોટી ઉમર મેં ખડા મનસુબા, જ્યું ઉઠત સાયર લહેરી;
ધિકધિક ઉમર ખોઇ અકારજ. કાળ લેશે તારો તન હેરી; ઉઠો.
બાલપણમાં હસી ખેલ ગમાયો. જોબન જુવતી તન હેરી;
વૃદ્ધભયો અંગ આળસ આયો, ભ્રષ્ટ ભઇ બુદ્ધી તેરી ઉઠો.
આજકાલ કરતાં આવ્યો તારો વાયદો કાળ લેશે તેરો તન ઘેરી
એક પલકમેં પકડ પછાડે, કયાં રહેગો તેરો જીવ હેરી ઉઠો.
સદગુરૂ ઉપદેશ બતાવે, માનો શીખામણ અબ મેરી;
હરિદાસ કહે રામરટન કરો, તીન લોકમેં નહીં વેરી ઉઠો.

## ૩૮

કર્મનકી ગતી ન્યારી અહો પ્રભુ કર્મનકા ગતી ન્યારી—ટેક૦
ડાબર નીર ભર્યો અતી સુંદીર સમુદ્ર કરી દીધો ખારી
બંગલાકું વાસે રૂપ દીઓ અતી કોયલ કરી દીધી કારી ૧

બડેબડે નેન દીએ મૃગનકું વનવન ફીરત દુખારી
ગંડું રાજા રાજ કરતેહે પંડીત ફીરત ભીખારી ૨
સુંદીર નારીકું વાંઝણી રાખી ભુંડણ જણી જણી હારી
ગુણીકા નારી મલમલ પ્હેરે પતિવ્રતા ફીરે ઉઘાડી ૩
લોભીકું વાલે ધન દીયોહે દાતાકું ન મીલે જવારી
નાગરવેલકું નિશફળ કીધી બહુ ફળ કીધાં વાળી ૪
સોનામે તો સુંગધ નાહીં કસ્તુરી કરી દીધી કારી
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ ચરણકમલ બલીહારી, ૫

## ૩૯

ગોકળીયું નાનું ગામડીયું શા માટે આવે શ્યામ....ટેક.
પ્રથમ વીહારી પ્રભુ ઘેનું હતી પ્યારી
હવેતો વીસારી દીધું નંદજીનુ ગામ ૧
મથુરાની અંદર મણીમય મંદીર
કુબાથી રચેલા એવા કેમ ગમે ધામ ૨
કુબજા નારી કામણગારી તેનાથી
લોભાણા ભુલી ગયા છો તમામ ૩
કહે કવી પીંગળ મુરતી મંગળ
મારા મનમા વસેતો બીજું શું છે હવે કામ

૪૦

તારે માથે કોપી રહ્યો કાળરે, ઊંઘ તને કેમ આવે—ટેક૦
પાણી પહેલા બાંધી લેને પાળરે, આતો સ્વપ્ના જેવો સંસારરે
તારે માથે છે જમનો મારરે, આલ્યા એળે ખોયો અવતારરે ૧
તારા મનનું ધાર્યું થશે ધુળરે, ચાર તોલા છે મણમાં ભુલરે
ફરી આવ્યો છો ગર્ભમાં કોલરે, થોલ આવેલું થાય છે કથોલરે ૨
કે જોતાં જોતાં આયુષ્ય ખુટી જાયરે, તારા ડહાપણમાં લાગી લાયરે
કાંઠે આવેલું ડુબશે નાજરે, તારે કાજે કહે છે રૂષીરાજરે. ૩

૪૧

સર્વે તજીને ભજીયે શ્રી ગોવિંદને
જે નારાયણ નોધારાના આધારજો,
ભાંગે સંકટ કુડાંરે સંસારના,
જેના નામે ઉતરીયે ભવપારજો—સર્વે૦
અપાર માને વચને ધ્રુવજી વન ગયા,
નારદજીએ દીધો છે ઉપદેશ જો;
જ્ઞાન ભક્તિ વૈરાગ્ય તે મનમાં આવ્યાં,
પ્રભુ મળ્યા કાંઈ ત્યાં જઈ બાળે વેશજો—સર્વે૦
દૈત્યપુત્ર પ્રહ્લાદજી તે આગે થયા.
લાગ્યો છે કાંઇ પિતા પુત્રનો વાદજો;

સ્તંભ થકી પ્રગટીયારે નરસિંહરૂપ ધરી,
શ્રી મહા પ્રભુજીએ દીધો તેને સાદજો—સર્વ૦
લાખા ગૃહમાં પાંડવને આવી મળ્યા,
ભકતજનોને દીધી ઘણી ધીરજો,
સ્મરણ પહેલાં આવ્યાછોરે તમે સદા
ભક્તારે જન ઉગાર્યા પાંચે વીરજો—સર્વ૦
સુદામાનું દારિદ્રપણું તો જાણ્યું,
મુષ્ટિક તાંદુલ આરોગ્યા મહારાજજો;
દાસ દયાના પ્રભુજી. કરૂણા કીજીએ.
ભક્તારે જનના કીધાં કોટિક કાજજો—સર્વ૯

## ૪૨

મન કરીલે વીચાર જીવન થોડા
તારા હરી કથાની માંય કાન છે બોડા
અંતે જાશો જમ પુરી માંય જડશે જોડા
તેથી રામનામ સંભાળ, જીવન થોડા ૧
મોર મુગટ ધર્યો શીર ઉપર દરપન કર મોઝાર
વેઢ વીટીયું હાર ગળામાં ખુબ ધર્યો શણગાર
પગમાં ત્રોડા, મન કરીલે ૨
હસ્તી ઉપર કનક અંબાડી ખમાં કહે છડીદાર
રથ મીઆનાં ઊંટ પાલખી કેતાં ન આવે પાર
તો ચડવા ઘોડા, મન કરીલે ૩

લોભ ન ચુકે કામ ન મુકે ઘર ધંધાની માંય
મુરખ મનતું કછુ ન બુજે તીરથ ગવનની માંય
પાંવછે ખોડા મન કરીલે ૪
સંસાર સાગર મહા જળ ભરીઓ રામ નામકો ઝાઝ
ગંગાદાસકું જ્ઞાન બતાયો રામદાસ મહારાજ
ખરાની વેળા મન કરીલે વીચાર જીવન થોડાં ૫

૪૩

મળ્યો મનુષ્યા જનમ અવતાર માંડ કરીને
તેં ભજ્યા નહીં ભગવાન હેત ધરીને
તેથી ખાસો જમના માર પેટ ભરીને
તો રામ રામ સંભાર—ટેક
આઇ પલ પાછી ફેર નહી આવે મુરખ મુંઢ ગમાર
ભવ સાગરની ભુલવણીમાં વીત ગયે જુગ ચાર ફેરા ફરીને ૧
જઠરા અગનીમાં જુગરે રાખયો નવ માસ નીરધાર
સ્તુતી કીધી અલબેલાની બારધર્યો અવતાર માયા મોહીને ૨
કલજુગ કુડો રંગે રૂડો કેતાં ન આવે પાર
જપતપ તીરથ કછુન કરીયા એક નામ આધાર શ્રી કૃષ્ણ કહીને ૩
ગુરૂ ગમ પાયો મનમેં સાયો જુગતી કરી જદુરાય
ગંગાદાસકું જ્ઞાન બતાયો રામદાસ મહારાજ દયા કરીને
મળ્યો મનુષ્ય જનમ અવતાર માંડ કરીને. ૪

૪૪

કંઠી બાંધી વંઠી અકલ સુદ્ધના કરી
ધરમ ધારણ કરતાં પુંજી પાપની ભરી—ટેક
સુદ્ધ થવા સ્નાન સોચ આચરે ખરો
ક્રોધ છે ચંડાળ તે તો નાં થયો પુરો ૧
સપથ ખાય ધરમનાં તું કઠી કરગ્રહી
આચરે અનીતી ઓથે ધરમને રહી ૨
પંથનો તું વાદ કરે અન્યથી અડે
તું તો તારૂં ભુલ્યો ભાન તેહના જડે ૩
ચોરી જારી કપટ દંભ દુષ્ટતા ઘણી
ભાલ તીલક તાણી બેઠો સાહુ બણી ૪
કપટ ધુરત ભેખ કલીકાળમાં ઘણાં
છોટમ જેવા ગુરૂ તેવા શિષ્ય તે તણાં. ૫

૪૫

કોરવ પાંડવ જુગટે રમ્યા પાંડવ ગીયા છે પૃથવી હારી
હસ્તીને ઘોડા માલખજીના દ્રોપદી નારી—ટેક.
સતી તણું મુખ જોઈ કરીને મહીપતી મનમાં હસ્યો
આવા સુંદર શોહામણા દેખી દીલમાં હસ્યો ૧
આવો ભાભી હવે અમારા થયાં આવી મારે ખોળલે બેસો

પાંચ પાંડવ ગયા પૃથ્વી હારી કેને જઇ કેશો ૨
ફટ ભુંડા ફટ પાપીઆ આવું સીદને બકચો
કૌરવ કુળ ઉજડ થાસે તારો દીવસ છે વાંકો ૩
તારેરે ખોરે બેસવા ઇચ્છે સદા
એક બાણુ અરજુનનું બીજી ભીમની ગદા ૪
એટલે પાપીને રીસ ચડી એની ધરા તો ધગી
ચોટલો ઝાલીને લાવું સભામાં કરૂં તુને છતી ૫
સતીનાં મનમાં વીચાર થયો દુરીજન દેખશે ચેરા
લાખ ટકાનો લાજ પ્રભુ મારી રાખશે ખરો ૬
કોરવ તાંણે પાબડીને રૂપી પામે ત્રાસ
સુરજ રથ ખેંચીઆ ત્રાહે ત્રાહે દીનાનાથ ૭
સતી તણું દુઃખ જોઇ કરીને આવ્યા શ્રી હરિ
પલમાં એક પધારીયા વાલો મારો ગરૂડે ચડી ૮

૪૬

કબ સુમરોગે રામ અબ તુમ કબ સુમરોગે રામ—ટેક.
આય અચાનક કાળ ગ્રહેગો તબ તેરો કોન જમાન
આરે કાયાનો ગરવ ન કરીએ અંતે થવાની છે રાખ ૧
ધન દોલત માલ ખજીના તેતો નહીં આવે તારે કામ
દાસ હસાની હેતની અરજી ચરણે રાખોને ઘનશ્યામ ૨

૪૭

ભજીલે મન ગેવીંદ કુશ્ન હરી ભજીલે મન—ટેક.
રામ કેતાં તારે દામ ન બેસે છુટતં ના ગઠરી
આરે કાયા તારી કાચની પુતળી પલમાં જાશે પડી ૧
જે મુખથી રામ ન ઉચરે તે મુખમાં ધુળ પડી
સુર કહે તમે રામ ભજીલ્યો હરદમ એક ઘડી. ૨

૪૮

જે કોઇ પ્રેમ અંશ અવતરે, પ્રેમસ તેના ઉરમાં ઠરે—ટેક.
સિંહણુ કેરૂં દુધ હોય તે, સિંહણુ સુતને જરે [૨]
કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડી બહાર નીસરે—પ્રેમરસ૦
સક્કરખોરનું સાકર જીવણુ, ખરના પ્રાણુજ હરે [૨]
ક્ષીરસિંધુનું માછલડું જ્યમ, મીઠાજળમા મરે—પ્રેમરસ૦
સોમ વેલ્લી રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણુ હોય તે કરે [૨]
વગર વંશીને વમન કરાવે, વેદ વાણી ઉચરે—પ્રેમરસ૦
ઉત્તમ વસ્તુ અધિકારવિના મળે, તદપિ અર્થ ન સરે [૨]
મચ્છભોગી બગલો મુક્તાફળ, દેખી ચંચુન ભરે—પ્રેમરસ૦
એમ કોટીસાધને પ્રેમવિના પુરૂષોત્તમ પુઠ ન ફરે [૨]
દયા પ્રીતમ શ્રીગોવર્ધનધારી, પ્રેમ ભક્તિએ વરે—પ્રેમરસ૦

૪૯

નારાયણનું નામ લેને તું પ્રાણીરે;
બદ્રીનાથ પ્રગટ જુગ જાણી— ટેક૦
ગર્ભવાસે રક્ષા કીધી તારી રે,
તેને કેમ મેલ્યો છે વિસારી—નારાયણ૦
નરદેહ દીધો તને નાથે રે,
ધન હોય તો વાવર તારે હાથેરે,
પડયું રહેશે કોડી નાવે સાથે—નારાયણ૦

૫૦

ગર્વ કીયો સોઇ નર હાર્યો, સીયારામજીસે ગર્વ કીયો૦
ગર્વ કીયો રાજા હિરણ્યકશ્યપુએ, નોર વધારીને માર્યો;
હાંહાંરે પ્રભુએ નોર વધારીને માર્યો—સીયારામજીસે૦
ગર્વ કીયો લંકાપતિ રાવણે, દશ મસ્તક છેદી ડાર્યો;
હાંહાંરે પ્રભુએ દશ મસ્તક છેદી ડાર્યો—સીયારામજીસે૦
ગર્વ કીયો શ્રી રત્નાગર સાગરે, નીર ખારો કરી ડાર્યો;
હાંહાંરે પ્રભુએ નીર ખારો કરી ડાર્યો—સીયારામજીસે૦
ગર્વ કીયો ચકવા ચકવીએ, રેન વછુટ કરી ડાર્યો;
હાંહાંરે પ્રભુએ રેન વછુટ કરી ડાર્યો—સીયારામજીસે૦
ગર્વ કીયો અંજની કેરે પુત્રે, પાંવ ખોડો કરી ડાર્યો;

હાંહારે પ્રભુએ પાંવ ખોડો કરી ડાર્યો—સીયારામજીસેં૦
ગર્વ કીયો સિંહલદ્વીપકે સિંધીએ, બાલ વાંકો કરી ડાર્યો;
હાંહારે પ્રભુએ બાલ વાંકો કરી ડાર્યો—સીયારામજીસેં૦
કહેત કબીરા સુનો ભાઈ સાધુ, શરણે આવ્યો તેને તાર્યો;
હાંહારે પ્રભુએ શરણે આવ્યો તેને તાર્યો—સીયારામજીસેં૦

૫૧

અવતારી છો ગીરધારી તમપર વારી હો સુખકારી સુંદર શ્યામ
વૃજનારી સરવે વીસારી લે છે કુંજવીહારી નીત્ય તમારા નામ—ટેક
ચાવાથી ગાવાથી શાને સમજાવાથી નાવાથી જમનાના નીર
ઝટપટ બોલાવાથી વશકીધા જાત્રાથી ખાવાથી ચોરીને ખીર અવતારી
માધુવનમાં ગોવનમાં મુનીજનમાં અંગનમાં ઇશ્વર દીશોછો આપ
દરશનમા પરશનમાં મધુરી મુખલાવનમાં તનમનનાં ટાળોછો તાપ ૨
બળમાંથી કળમાંથી છળમાંથી જળમાંથી હાથી રાખ્યો હુશીયાર
તળમાંથી થડમાંથી કૌરવના દળમાંથી પાંડવોનો ઉધાર ૩
સુખકરવા દુઃખહરવા ફરીને અવતરવા રંકની સુણજો રાવ
કૃતશરવા ચીતઠરવા જમડાથી નહીં ડરવા ભવતરવા પીંગલના પ્રાણ

૫૨

## સ્વરૂપ ભાવના એજ રાગ.

હું છું અખંડ બ્રહ્મસ્વરૂપ, હું છું આદિ અનાદિ સકળ વિશ્વનો ભુપ
સદ્રૂપ, ચિદ્રૂપ, પરમાનંદ રૂપ, છું સર્વ સંગ વિહીન;

અકર્તા, અભોકતા, વિષય તૃષ્ણા શૂન્ય, સ્વરૂપમાં લીન; હું છું૦
ક્ષુધા તૃષાદિથી ત્યજિક સર્વદા, સંસારી ધર્મ રહિત;
અજર અમર નિત્ય શુદ્ધ વિભું, છું સદા બુદ્ધ સુચિત્ત; હું છું૦
ત્રણે દુઃખોથી ત્રિકાળ મુકત છું; નિત્ય પ્રબુદ્ધ રહેનાર;
મારા તે સ્વતઃ સિધ્ધ સ્વભાવો, મમ વિષે ઠરનાર; હું છું૦
વ્યાકુળતા કે અશાંતિ ચિત્તમાં, રહે નહિ ક્ષણવાર,
વિકાર વિષયો વેગળા મુજથી, સદા દુર થનાર; હું છું૦
બાહેર ભીતર ઉપર નિચે, સર્વ સ્થળે વસનાર;
પરમાનંદ ઘન ભૂમા નિર્ભય, સચ્ચિતિ સુખ લેનાર; હું છું૦
ભાનું શશિ તારા ગણ જે નભમાં, હુંમાં તેજ વિલાય
જ્ઞાતવ્ય, પ્રાપ્તવ્ય, શું જઈ શોધું, મુજ સ્વરૂપ પમાય હું છું૦

## ૫૩

### [ઉતાવળા ન થશો કહું એ લય]

ચંચળ નર ચેતી નવ ચાલે, અમુલ્ય અવસર જાય છે;
મારૂં મારૂં કહી મમતામાં મહાલે, ગમાર ગોથા ખાય છે.
ફોકટ ફુલ્યો, માયામાં ડુબ્યો, સ્વરૂપ ભુલ્યોરે
જોને હજી, ગર્વ ત્યજી:— ચંચળ૦
વિષય વાસના અંગમાં વ્યાપી, કામ ક્રોધમાં મોહાય છે;
અંતર ધાર, શુભ વિચાર, પામીશ પારરે;
સુખ સચ્ચીતિ; સ્વરૂપ ગતિ:— ચંચળ૦

પર્વત જેમ નિજ અંગોથી, નીર્મળ જળ વેહેનાર છે;
તેમ તું વારા; ચિત્તથી સારા, વાણી દ્વારારે....
શુદ્ધ વીચાર, તણો પ્રસારઃ-- ચંચળ૦
વળી વૃક્ષ નિજ શરીર ઉપર આશ્રયને દેનાર છે,
તેમ તું દૈવી, સંપતિ એવી, ચીત્તમા રેવી રે....
રાખ્ય નીત્ય. હ્રદય પ્રીત્યેઃ— ચંચળ
દીન જનો વા અર્થીને કાજે, વીધ. વીધ વસ્તુ રચાય છે,
કાષ્ટ પાષણ, પત્ર ને પુષ્પ, ધાતુ આદિ રે....
આપી નીત્યે, જન પ્રત્યેઃ-- ચંચળ૦
તેમ તુ અખીલ અર્થી માટે, મન ઇંદ્રિય શરીરાદિથી
હિતને સાધી, ટાળી ઉપાધિ, સંતોષ આપીરે....
કષ્ટ કાપી ઇષ્ટ આપીઃ-- ચંચ૦
નિર્જળ ઉષર દેશમાં વૃક્ષ કે, છોડ જેમ ઉપજે નહિ,
તેમજ તારા, ચિત્તથી ન્યારા, વિષયો ખરારે....
ન પ્રકટે, સાવધ રહેજેઃ— ચંચળ૦

## ૫૪

પ્રશ્ન એક પુછું રે જ્ઞાની મુનિ પંડીતા;
આત્માની ઉત્પતિ કયાંથીરે કોણ એના માત પિતા. પ્ર
અંતળ ઓછવ કીધો દાનવ હર્યાં વિરંચીના વેદ.

તે વેદમાંથી શું હરિ લીધું તેનો બતલાવો મને ભેદ,
નહિ બ્રહ્મા વેદ દાનવરે વિવેકે વહો આત્માવેત્તા; પ્રશ્ન ૧
હિરણ્યકશિપુને હાથે હણીઓ નિર્ભય રૂપ નરસિંહ,
પ્રહ્લાદની પક્ષ કીધી પુરણ ઘણી તાણ્યા તો એવા ઢંગ,
વાતોની ગતિ ન્યારીરે ચતુર વિચારી ચેતો. પ્રશ્ન ૨
લાખા ગ્રહમા પાડવો બળતા સંચડો દેખાડે સહદેવ,
બાવન મણુની શિલા ખસેડી પાર હુવા પાંડવ તતખેવ;
નહિ લાખા ગ્રહિ પાંડવ શિલારે અધ્યાત્મ જ્ઞાન જુઓ ગીતા પ્રશ્ન ૩
આવે જાવે દમ એકવીશ હજારમેં તેને કોણ રંથભાવી રાખનાર,
કુતર્કો નો કંઇ કામ નાવે એ ખરે ખાંડાની ધાર,
સિદ્ધાંત સોધો ધીરારે નહિં રામ રાવણ સીતા. પ્રશ્ન ૪

## ૫૫

## ભજન રાગ બનેજારા.

શ્રી કૃષ્ણ કહે નિરધારા
સુન અર્જુન વચન હમારા. ટેક. શ્રી૦
યહ જીવ સદા અવિનાશી
સુખરૂપ સ્વયં પ્રકાશીજી જડ દેહકો ચેતન હારા ૧—સુન૦
જેમ વસ્ત્ર પુરાણુ ઉતારી પહેરે નવીન નરનારીજી
તેમ જીવ શરીર દુબારા ૨—સુન૦

મણિકા જેમ ડોર આધારે તેમ સબ જગ મોર સહારેજી
સબમેં મમ અંશ જીવ હયે સારા ૩—સુન૦
યહ નશ્વર તન થિર નાંહી કયા શોચ કરે મન માંહીજી
બ્રહ્માનંદ હયે રૂપ તમારા ૪—સુન૦

## ૫૬

જનુની જીવે રે ગોપી ચંદની પુત્રને પેરાવ્યો વઇરાગજી
ઉપદેશ આપ્યો એણી પેરે લાગ્યો સંસારીડો આગજી—ટેક૦
ધન ધનરે માતા ધ્રુવ તણી કિધાં કઠણુ વચનજી
રાજ સાજ સુખ પરહરી વેગે ચાલ્યા વનજી ૧
ભલોરે ત્યાગ ભરથરી તણો તજી સાતસે નારજી
મંદીર ઝરૂખા મેલી કરી આશન કીધેલ બારજી ૨
ઉઠી ન શકે ઉટીઓ બહુ બોલાવ્યા બાજિંદજી
તેનેરે દેખી ત્રાસ ઉપજે લીધી ફકીરી છોડયા ફંદજી ૪
એ વૈરાગ્ય જાઉ વારણે બીજા ગયારે અનેકજી
ભલારે ભુંડા અવની ઉપરે ગણુતા ન આવે છેકજી ૪
કહા ગયું કુળ રાવણુ તણું શગર સુત શાઠ હજારજી
ના રહ્યું નાણું રાજા નંદ તણું સરવે સ્વપન વેવારજી ૫
એવા છત્રપતી ચાલ્યાં ગયા રાજ મુકીને રાજનજી
દેવ દાનવ મુની માનવી સરવે જાણી સ્વપનજી ૬
સમજી મુકાતો સારૂં ઘણું જરૂર મુકાવશે જમજી
નિષ્કુળા નંદ કહે એ નહી મટે સાચું કહું ખાઇ સમજી ૭

૫૭

કોઇનો ભાર ન રાખે મોરારી, આપે વ્યાજ સીખે ગર્થવાળા (ટેક.)
સુદામાજીના તાંદુલ લીધાં, તેના મોલ કનકનારે કીધા.
દ્રૌપદીજીનું આવ્યુંરે ટાણું, ચીપૂર્યાં તે નવસે નવાણું.
પાટો બાંધ્યો તે પીડારે જાણી, ચીર પૂર્યાંની એ એંધાણી,
થોડું ચંદન કુબજાનું લીધું એને રૂપ અનુપમ દીધું.
ગોવાળીએ ઓચ્છવ કીધો, વહાલે કરપર ગોવર્ધન લીધો.
જેનું લીધું હતું તેનું દીધું, તેમાં પરમારથ તે શું કીધું?
ધન્ય ધન્ય નરસૈયા તારી વાણી, એમ બોલ્યા સારંગપાણિ.

૫૮

જે જન ઓધા મોહન બિસારે, તાહે ન બિસારૂં છિન એક ઘડીરે.
મોકું ભજે ભજું મેં વાકું, કલ ન પડત છિન એક ઘડીરે;
જન્મ મરણકો સંકટ કાટું, રાખું મેં આનંદ ભરીરે—જે.
સુમરન કીનો દ્રૌપદી રાની ચીર બઢાએ પ્રભુ આપ હરિરે
મહાભારત ભરવીકે ઇંડા, રાખ લીઓ ગજઘંટ ધરીરે—જે.
ધ્રુવ પ્રહલાદ રૈન દિન ધ્યાવે, ગુપ્ત રૂપસો પ્રગટ કરીરે;
સ્થંભ ફાડ હિરણ્યકશ્યપુ માર્યો ભક્ત પ્રહલાદકી રક્ષા કરીરે—જે,
અંબરીશ ઘર ગયે દુર્વાસા, ચક્ર પુઠાયે પ્રભુ સહાય કરીરે;
ભજનહાર ભજું તજનહાર તજું, એસી હમારી પરાપરીરે—જે.
પાંચ પાંડવકી રક્ષા કીની, લાખા ગૃહમેં સહાય કરીરે;
સુર કહે ગજરાજ ઓધાર્યો, દયાસિંધુ જદુનાથ હરિરે—જે.

૫૯

રઘુવરકી સુધી આઈ આજ મોહી રઘુવરકી સુધી આઇરે—ટેક.
રામજી વીના મેરી સુની અજોધા લક્ષ્મણ વીના ઠકુરાઇરે
સીતાજી વીના મેરી સુની રસોડું કહેત કૌસલ્યા માઇરે ૧
આગે આગે રાજા રામજી ચલતહે પીછે લક્ષ્મણ ભાઇરે
વીચમે વીચમે સીતાજી ચલતહે ચીત્રકુટપર આઇરે ૨
બત્રીશ ભાતનાં ભોજન જમતાં પોઢતા પલંગ બીછાઇરે
હવે કાંકરી ઉપર કેમ ચલાશે ફાલ ફુલ ફળ ખાઇરે ૩
શ્રાવણ વરસે ને ભાદર ગાજે પવન રહે પરવાઇરે
ઇણ અવસરમેં ત્રણે ભીંજતહે રામ લક્ષ્મણ સીતામાઇરે ૪
કકઇને કૌશલ્યા કહતહે આમતી કોને શીખાઇરે
રાજા દશરથજી પ્રાણ તજતહે કેકઇ મન પસ્તાઇરે ૫
રાવણ મારીને રામજી પધાર્યા ઘર ઘર હોત વધાઇરે
માતા કૌશલ્યા આરતી ઉતારે તુલસીદાસ જશ ગાઇરે. ૬

૬૦

હરીજન જપો હરીનું નામ તેને કાળ કરે સલામ—ટેક.
રામ ભજનમાં રાચે નહીને ઉતર દીએ છે આડા
મરી મરીને ફેર અવતરે અંતે સરજે પાડા ૧
ભારજ તાણે બોજા ઉઠાવે એમાં હીંમત રાખે
રામ ભજનમાં રહે આળસુ છેવટ નરકે નાંખે
નીંદામાં નવરો નહી રેવે હરી ભજનમાં ઝોલાં
ચોરાસીના ખાડા ભરવા અંતે સરજે ગોલા ૩

૬૧

રામ બાણુ લાગ્યા હોય તે જાણે,
બોલ્યા મુરખ મનમાં શું જાણે (ટેક.)
ધ્રુવને લાગ્યા પ્રહલાદને લાગ્યા, તો ઠરીને બેઠા ઠેકાણે;
ગર્ભવાસમાં શુકદેવને લાગ્યા, એતો વેદ વચન મરમાણે—રામ૦
મોરધ્વજ રાજાનું મન હરી લેના, હરી આવ્યા જે ટાણે;
લઇ કરવત મસ્તક પર મેલ્યું, ને પત્ની પુત્ર બેઉ તાણે—રામ૦
મીરાંબાઇપર ક્રોધ કરીને, રાણોજી ખડ્ગજ તાણે;
વિખના પ્યાલા ગીરધરલાલે આરોગ્યા, એતો અમૃતને ઠેકાણે—રામ.
નરસિંહ મેતાની હુંડી સ્વીકારી, ખેપ ભરી ખરે ટાણે;
આગળ સંત અનેક ઓધાર્યા, એવું ધનો ભક્ત ઉર આણે—રામ.

૬૨

## [ વિનવું વિનવું અંબે ભવાની એ લય. ]

રે મન સ્થિતિ કર બ્રહ્મ સ્વરૂપમાં,
પામીશ અચળ સુખ ત્રિભુવનમાં;—રે૦
મોહ બણાંદિનો ત્યાગ કરીને, વ્હેજે નિત્ય આનંદના પુરમાં—રે૦
સ્ત્રી ચિતન વળી દ્રવ્ય ચિતનને, નવ ધરજે કદી તુજ અંતરમાં—રે૦
ભટકીશમાં ભવે દીન બનીને, સમજણુ લાવી કંઇક ઉરમાં—રે૦
દશ્ય પ્રપંચને મિથ્યા જાણી, તેનો કદીએ સંગ કરીસમાં—રે૦
ત્યજ મમતાનું ત્રણુ શરીરથી, થા અનુરાગી બ્રહ્મ રટણુમાં—રે૦
પારજ પામ પંચ કોશથી, નિજાનંદ લે બ્રાહ્મ જગતમાં—રે૦

અયાપ્રિય સમ ગણીને, સુખ લેજે નિજ સંતુષ્ટતામાં—રે૦
અવિચળ શાંતિ પામીશ નિશ્ચે, જઇને પડીશ શ્રીનાથ ચરણમાં—રે૦

## ૬૩

## [ પ્રિયતમ પ્રભુ એ લય ]

પરબ્રહ્મ સચ્ચિદ્‌ઘન નાથ પ્રભુ,
જય અખિલ વિશ્વવ્યાપક વિભુ;—પર૦
પરમાત્મા પરબ્રહ્મ પરાત્પર, પતિત પાવન સ્વયંભુ;
વિશ્વવિધાતા ત્રિભુવન ત્રાતા, સંહરતા બનીને શંભુ,—પર૦
પ્રણતપાળ અધિષ્ઠાન જગતના, વિનવું દ્રય કર જોડી વિભુ;
ભંજન ભવના આપ નિરંજન, નાથ હાથ ગ્રહી તારો પ્રભુ,—પર૦

## ભજન ૬૪ મું (રાગ બનજારા)

શ્રીરામ કહે સમજાઇ
સુન લછમન પ્યારે ભાઈ ટેક ॥
વનવાસ પિતાને દીના, મૈને બચન શીશધર લીનાજી
સંગ જનક સુતા સુખદાઈ ॥ ૧ સુન૦
નહિ દોષ કેકઇ માતા, યહ લેખ લખ્યા વિધાતાજી
મેરે મનમેં શોચ કછુ નાંહી ॥ ૨ સુન૦
સુખ દુઃખ સબ દૈવ અધીના, નહિ કોઈ કિસીકા કીનાજી
જગ મુર્ખ જન ભરમાઇ ॥ ૩ સુન૦
યહ કર્મ ગતી બલવાના, ભોગે બિન હોય નહાનાજી
બ્રહ્માનંદ ન મન ઘબરાઇ ॥ ૪ સુન૦

૬૫

ભકતોની ભીડ ક્યાં ન આવ્યો....હું તો ભકતોની૦
એમ કહે છે શ્રી રણછોડ રાયોરે....હું તો ભકતોની૦
કબીર સારૂં હું તો વણજારો થઇને (૨)
પોઠ ભરીને ઘેર લાવ્યો રે....હું તો ભકતોની૦
ધના ભગતની મેં ખેતી નીપજાવી (૨)
ઘઉંના ગાડાં ભરી લાવ્યોરે....હું તો ભકતોની૦
સેના ભગત સારૂ સન્મુખ રહીને (૨)
હું સેનો નાવી કહેવાયો રે....હું તો ભકતોની૦
પ્રલ્હાદની મેં તો પાળી પ્રતિજ્ઞા (૨)
નામદેવ સારૂ મેં મારાજ હાથે (૨)
ઘરનો છાપરો છાયો રે...હું તો ભકતોની૦
દામાજી સારૂ સામો મહારાજ થઇને (૨)
ભરણું ભરીને પોંચ લાવ્યોરે....હું તો ભકતોની૦
નરસિંહ મેતાને માંડલિક મારવાને આવ્યો (૨)
કેદારો મધ્યરાત્રે લાવ્યોરે....હું તો ભકતોની૦
કુંવર બાઇનું મેં પુર્યું મામેરૂં (૨)
મેં સૌનો કર ચુકાવ્યો રે....હું તો ભકતોની૦
દાસ નારણલિંગ કહે કરૂણા કરીને (૨)
કૃષ્ણજીએ કર મારો સાહયો રે....હું તો ભકતોની૦

## ભજન ૬૬મું [ ગઝલ તાલ ધમાલ ]

કૃષ્ણ ઘર નંદકે આયે સિતારા હોતો ઐસા હો
કરે સબ પ્રેમસે દર્શન દુલારા હો તો ઐસા હો ॥ ટેક૦

બકાસુરકો મસલ ડારા પૂતના જાનસે મારી
કંશકો કેશસે ખેંચા ખિલારા હો તો ઐસા હો ॥ ૧

કૂદ પાનીકે અંદરસે નાગકો નાથ કર લાયે
ચરણ ફણુ ફણુપે ધર કર કે નચારા હો તો ઐસા હો ॥ ૨

તીર જમુનાકે જા કર કે બજાઇ બંસરી મોહન
ચલી ઘર છોડ બ્રજનારી પિયારા હો તો ઐસા હો ॥ ૩

રચાઇ રાસ કુંજનમેં મનોહર રૂપ બન કર કે
દેવ દર્શનકો ચલ આયે દિદારા હો તો ઐસા હો ॥ ૪

ગયે જબ છોડ ગોકુલકો નહીં ફીર લોટ કર આયે
સખી રોતી રહી બનમેં કિનારા હો તો ઐસા હો ॥ ૫

પુરી દ્વારાવતી જા કર મહલ સોનેકા બનવાયા
હજારોં રાનીયાંબ્યાહી પસારા હો તો ઐસા હો ॥ ૬

કુરૂ પાંડવ લડે રણમેં જીત અર્જુન કી કરવાઇ
બચાઇ લાજ દ્રોપદીકી સહારા હો તો ઐસા હો ॥ ૭

ઉતારા ભાર ભૂમીકા સિધાયે ધામ અપને કો
વો બ્રહ્માનંદ દુનિયાંસે નિયારા હો તો ઐસા હો ॥ ૮

## ભજન ૬૭ (ગઝલ તાલ ધમાલ.)

રામ દશરથકે ઘર જન્મે ઘરાના હોતો એસા હો
લોક દર્શનકો ચલઆયે સુહાના હોતો એસા હો ॥ ટેક.
યજ્ઞકે કામ કરનેકો મુનીશ્વર લેગયા બનમેં
ઉડાયે શીશ દૈત્યનકે નિશાના હોતો એસા હો ॥ ૧.
ધનુષકો જાયકર તોડા જનક કી રાજધાનીમેં
ભૂપ સબ મનમેં ભરમાયે લજાના હોતો એસા હો ॥ ૨.
પિતાકી માનકે આજ્ઞા રામ બનકો ચલે જબહી
ન છોડા સંગ સીતાને જનાના હોતો એસા હો ॥ ૩.
સિયાકો લેગયા રાવણ બનાકર વેષ જોગીકા
કરાયા નાશ સબ અપના દિવાના હોતો એસા હો ॥ ૪.
પ્રીત સુગ્રીવસે કરકે ગિરાયા બાણસે વાલી
દિલાઈ નાર ફિર ઉસકી યારાના હોતો એસા હો ॥ ૫.
ગયા હનુમાન સીતાકી ખબર લેનેકો લંકામેં
જલાકરકે નગર આયા સિયાના હોતો એસા હો ॥ ૬.
બાંધ સેતુ સમુંદરમેં ઉતારા પાર સેનાકો
મિટાયા વંશ રાવણકા હરાના હોતો એસા હો ॥ ૭.
રાજ્ય દેકર વિભીષણકે: અયોધ્યા લોટકર આયે
વો બ્રહ્માનંદ બલ અપના દિખાના હોતો એસા હો ॥ ૮.

## ભજન ૬૮ ( ગઝલ તાલ ૩. )

ક્યા ભુલિયા દિવાને દુનિયાંમેં સાર નાહી
દિન ચારકા તમાશા આખિર કરાર નાહી ॥ ટેક
રાજા વજીર રાની પંડીત સુબીર જ્ઞાની
સબ હો ગયે હેં ફાની જિનકા શુમાર નાહી. ॥ ૧.
સૂરજ વાચાંદ તારે સાગર પહાડ ભારે
હોવેંગે નાશ સારે તનકા અધાર નાહી. ॥ ૨.
દુનિયાંસે હોય ન્યારા સતસંગ કર પ્યારા
સુન જ્ઞાનકા વિચારા નરજન્મ હાર નાંહી. ॥ ૩.
ભવ સિંધુ નીર ભારી હરિનામ પાર તારી
બ્રહ્માનંદ મોક્ષકારી દિલસે બિસાર નાહી ॥ ૪.

## ભજન ૬૯ (ગઝલ.)

ગાફીલ તું શોચ મનમે હરિનામ ક્યોં બિસારા.
સુનતા નહી બજે હૈ સિરકાલકા નગારા ॥ ટેક.
જોબન ભરી હૈ નારી દિલકો લગે પિયારી
જબ મૌતકી તિયારી તુજસે કરે કિનારા ॥ ૧ ગા.
ઘર માલ ધન ખજાના સંગમેં કોઈ ન જાના
ક્યોં દેખકે લુભાના સબ જુઠ હૈ પસારા ॥ ૨ ગા.

સુંદર હૈ દેહ તેરી હોવે ભસમ કી ઢેરી
પલકી લગે ન દેરી વૃથા કરે બિચારા ॥ ૩ ગા.
માયાકે જાલમાંહી મુરખ રહા ફસાઇ
બ્રહ્માનંદ મોક્ષ પાઈ હરિ ચરણકો સહારા ॥ ૪ ગા.

## ભજન ૭૦ (ગઝલ.)

જો ગર્ભકા ઇકરાર થા
તુમે યાદ હો કે ન યાદ હો ॥ ટેક.
ઉલટે બદનસેં લટકના ફિર લખ ચૌરાસી ભટકના
તબ સોચ કર સિર પટકના
તુમે યાદ હો કે ન યાદ હો ॥ ૧ ॥ જો.
પિછલે જનમકા સંભારના સબ કર્મકા વો વિચારના
ફિર ઇશ ઇશ પુકારના
તુમે યાદ હોકે નયાદ હો ॥ ૨ ॥ જો.
વિષયોસે દિલકો હટાવના હરિકે ચરણમેં લગાવના
કિસી જીવકા ન સતાવના
તુમે યાદ હો કે ન યાદ હો ॥ ૩ ॥ જો.
ઉસ બાતકા બિસરાવના દુનિયાકી મૌજ ઉડાવના
બ્રહ્માનંદ ફિર દુઃખ પાવના
તુમે યાદ હો કે ન યાદ હો ॥ ૪ ॥ જો.

## ભજન ૭૧ (ગઝલ.)

જો નામકા પરતાપ હે
તુમે યાદ હો કે ન યાદ હો ॥ ટેક ॥
જબ દૈત્ય ચાબુક મારિયા પ્રહલાદ નામ ઉચારિયા
નખસે અસુરકો વિદારિયા
તુમે યાદ હો કે ન યાદ હો ॥ ૧ ॥ જો.
ધ્રુવકો પિતા નિકલા દિયા હરિનામમેં મન લાદિયા
ઉસે અચલ ધામ દીલા દીયા
તુમે યાદ હો કે ન યાદ હો ॥ ૨ ॥ જો.
ગજરાજ પે બિપતા પડી મનમેં જપાજો હરી હરી
ગ્રહ મારકે મુકતી કરી
તુમે યાદ હોકે ન યાદ હો ॥ ૩ ॥ જો.
દ્રુપદીકી લાજ ઉતારિયા જબ કૃષ્ણ કૃષ્ણ પુકારિયા
બ્રહ્માનંદ ચીર વધારિયા
તુમે યાદ હોકે ન યાદ હો ॥ ૪ ॥ જો.

## ભજન ૭૨. ( ગઝલ )

જો મોતકા દિન આયગા
તુમે યાદ હો કે ન યાદ હો ॥ ટેક. ॥

દુનિયામે દિલકો મિલાદિયા
હરિકે ભજનકો ભુલા દિયા
મનુષા જનમકો રૂલા દિયા
તુમે યાદ હોકે ન યાદ હો ॥ ૧. ॥ જો.

જબ રોગ આય સતાયગા
ખટિયામેં તુમકો લિટાયગા
કોઈકાર કામ ન આયગા
તુમે યાદહો કે ન યાદહો ॥ ૨ ॥ જો.

સુત માત બાંધવ નારિયા
ધન માલ મહલ આટારિયાં
તેરી છુટ જાંયગી સારિયાં
તુમે યાદ હો કે ન યાદ હો ॥ ૩. ॥ જો,

યમ દૂત લેકર જાયગા
તુંજે નરક બીચ ગિરાયગા
બ્રહ્માનંદ ફિર પછતાયગા
તુમે યાદ હોકે ન યાદ હો ॥ ૪ ॥ જો,

## (ભજન ૭૩ જંગલા).

જય શંકર કૈલાશ પતિ શિવ
પૂરણ બ્રહ્મ સદા અવિનાશી ॥ ટેક ॥
અંગ વિભુતિ અલે મુંડ માલા
શીશ જટા જલ ગંગ બિલાશી ॥ ૧ ॥ જય.
ચંદ્ર કલા મસ્તક પર સોહે
તીન નયન ત્રૈલોક્ય વિકાસી ॥ ૨ ॥ જય,
કર ત્રિશૂલ પહરે મૃગ છાલા
સંગ બસે ગિરિજા નિત દાસી ॥ ૩ ॥ જય,
બ્રહ્માનંદ કરો કરૂણા પ્રભુ
ભવ ભંજન ભકતન શુખ રાશી ॥ ૪ ॥ જય.

## (ભજન ૭૪.)

ભજનતો બનતા નહીં મનતો સૈલાનિયાં ॥ ટેક ॥
લડુ ચાહિયે પેડા ચાહિયે ઓર થંડા પાનિયાં
ચાવનેકા પાન ચહિયે ઓર થુક દાનિયાં ॥ ૧ ॥
હાથી ચહિયે ઘોડા ચહિયે તંબુ આસમાનિયાં
કિલાતો અટુટ ચહિયે ફોજ ધુડ ધાનિયાં ॥ ૨ ॥
સેજ તો મલુક ચહિયે રૂપવન્તી રાનિયાં
પુત્ર તો સપુત ચહિયે કુલકી નિશાનિયાં ॥ ૩ ॥
માયા ચહિયે દોલત ચહિયે ઓર રાજધાનિયા
કહતે ગંગાદાસ દુનિયા માયા મેં ભુલાનિયાં ॥ ૪ ॥

## [ભજન ૭૫]

સબ દિન હોત ન એક સમાન (૨.)
ઇક દિન રાજા હરિશ્ચંદ ગ્રહ, સંપતિ મેરૂ સમાન.
ઇક દિન જાય શ્વપચ ગ્રહ સેવત, અંબર હરત મશાન ૧
ઇક દિન દુલ્હા બનત બરાતી, ચહુઁ દિશિ ઉડત નિશાન
ઇક દિન ડેરા હોત જંગલમે, કર સુવે પગતાન ૨
ઇક દિન સીતા રૂદન કરત હે મહા વિપિન ઉદ્યાન
ઇક દિન રામચંદ્ર મિલ દોઉ, બિચરત પુષ્પ વિમાન ૩
ઇક દિન રાજા રાજયુધિષ્ઠિર, અનુચર શ્રી ભગવાન
ઇક દિન દ્રોપદી નગ્ન હોત હે, ચીર દશાસન તાન ૪
પ્રગટ હે પુરવકી કરની, તજ મન સોચ અજાન
સુરદા ગુણ કહેં લગ વરણે, વિધિકે અંક પ્રમાન ૫

## [ભજન ૭૬.]

અજબ હૈરાન હું ભગવાન, તુઝે કયોં કર રિઝાઉં મૈં
કોઈ વસ્તુ નહીં ઐસી, જિસે સેવામેં લાઉં મૈં ૧
કરૂં કિસ તરહ આહવાન, કિ તુમ મૌજુદ હો હરજા
નિરાદર હે બુલાનેકો, અગર ઘંટી હિલાઉં મૈં ૨.
તુમ્હીં હો મુર્તિ મેં ભી, તુમ્હી વ્યાપક હો ફુલોં મૈં
ભલા ભગવાન પર ભગવાન, કો કઇસે ચઢાઉ મૈં ૩.

લગાના ભોગ કુછ તુમકો, યહ ઇક અપમાન કરના હૈ
ખિલાતા હે જો સબ જગકો, ઉસે કૈસે ખિલાઉં મૈં ૪.
તુમ્હારી જ્યોતિસે રોશન, હેં સુર્ય ચાન્દ ઓર તારે
મહા અંધેર હે તુમકો, અગર દીપક દેખાઉં મૈં ૫.
ભુજાએં હે ન સીના હે, ન ગર્દન હે ન પેશાની
તુ હે નિર્લેપ નારાયણ, કહા ચન્દન લગાઉં મૈં ૬.

## ભજન ૭૭.

જય જય પિતા પરમ આનન્દ દાતા
જગદાદિ કારણ મુકિત પ્રદાતા ૧.

અનન્ત ઓર અનાદિ વિશેષણ હેં તેરે
સુષ્ટિકા સ્રષ્ટા તુ ધાર્તા સહાતા ૨

સુક્ષ્મ સે સુક્ષ્મ તું હે સ્થૂલ ઈતના
કિ જિસ મેં યહ બ્રહ્માંડ સારા સમાતા ૩.

મૈં લલિત વ પાલિત હું પિતૃ સ્નેહકા
યહ પ્રાકૃત સમ્બન્ધ હે તુઝસે તાતા ૪.

કરો શુધ્ધ નિર્મલ મેરે આત્માકો
કરૂં મેં વિનય નિત્ય સાયં વ પ્રાતઃ ૫,

મિટાઓ મેરે ભયકો આવા ગમન કે
ફિરૂ ન જન્મપાતા ઓર વિલ વિલાતા ૬.

બિના તેરે હે કોન દિનન કા બન્ધુ
કિ જિસકો મેં અપની અવસ્થા સુનાતા ૭.
"અમી" રસ પિલાઓ કૃપા કરકે મુઝકો
રહું સર્વદા તેરી કીર્તીકા ગાતા ૮.

## [ભજન ૭૮]

ગુરૂજી આવ્યો છે જુઠોરે જમાનો કઠણ કળીયુગ વારોરો,
તેમાં કેમ દીધો કિરતાર અવતાર અમારોરે ટેક૦
ગુરૂજી વરણ ધરમ નહિં વેદ, આશ્રમ ભેદ ભાંગ્યોરે:
એવો જતિએ મેલ્યો જપ જોગ, લોભે મન લાગ્યોરે ગુરૂજી.
ગુરૂજી નરપતિ નીતીના હીણ, પ્રજા બહુ પાપીરે;
એવી કન્યારે વેચી કણ ખાય, અધીરતા વ્યાપીરે. ગુરૂજી.
ગુરૂજી હરિ ગુરૂની મરજાદ સેવક નહિં પાળેરે;
એવા મનના થાયે મહામુઢ, પાખંડને પ્રસારે રે ગુરુજી.
ગુરૂજી પાપે કીધોરે પેસાર, પૃથ્વીને બહુ પીડારે;
એવો સત્ય ગયો સુખ નાહિં, દુઃખના દહાડા આવ્યારે ગુરૂજી.
ગુરૂજી સહુએ મેલ્યો સંતોષ, તષ્ણામાં તણાણા રે;
જેને કરમે આવી પડયો કાળ, ખાવા ન મળે દાણારે ગુરૂજી.
ગુરૂજી સાંભળો રવિગુરૂ ભાણ કળીયુગની કાણીરે;
દાસ મોરારને ઉગારો મહારાજ, પોતાનુ બ્રદ જાણીરે ગુરૂજી.

૭૯

ઓધા જાણેરે એને તે અમે જાણીએરે;
વર રાધાજીનો તો વખાણીએરે—ઓધા૦
કંઇક જાણ્યાતા નરસિંહ નાગરેરે;
હુંડી લખીતી કોરેરે કાગળેરે—ઓધા૦
કંઇક જાણ્યા સગાળ શેઠ વાણીએરે;
કુંવર વેંઢ્યો ચંગાવતી રાણીએરે—ઓધા૦
કંઇક જાણ્યાતા હરિચંદ્ર રાજીએરે;
સત્ય રાખ્યાં તારામતી રાણીએરે—ઓધા૦
મુરખ ખોટાં કરમની કહાણીએરે;
પથ્થર નહીં ભીંજે ઉંડે પાણીએરે—ઓધા૦
ગુરૂ ગાયરે ગેમલ રસ માણીએરે;
ગોરસ પીધા કાનુડે વર દાણીએરે—ઓધા૦

## ૮૦ રાગ ગરબી.

સીતારામને ભજીને લહાવો લીજીએરે (૨)
મુખે રામકૃષ્ણ રામકૃષ્ણ કીજીએરે—સીતારામ૦
તારો અવસર પલ પલ જાય છે રે (૨)
તારા ઘટમાં બેઠો કાળ ખાયછે રે—સીતારામ૦

તારૂં જોબન જાશે. જરા આવશે રે (૨)
તુંને ભાણે ભોજન નહીં ભાવશે રે—સીતારામ૦
તારા વહાલા વેરી થઇ લાગશે રે
તારી દેહ દેખીને દુર ભાગશે રે—સીતારામ૦
કાંઇક ધર્મ કરો આડું આવશે રે (૨)
તે તો જમના તે માર મુકાવશે રે—સીતારામ૦
સખી રામદાસ કહે નર નારને (૨)
સંત સેવો તો ઉતરે ભવપારને રે—સીતારામ૦

## ૮૧ રાગ ગરબી.

મારી હુંડી સ્વીકારો મહારાજરે, શામળા ગીરધારી;
મારી હુંડી શામળીઆને હાથરે, શામળા ગીરધારી;
રાણાજીએ રઠ કરી, વળી મીરાં કેરે કાજ (૨)
ઝેરના પ્યાલા મોકલ્યારે, વાહાલો ઝેરના જારણ હારરે;
શામળા ગીરધારી—મારી હુંડી સ્વીકારો મહારાજરે૦
સ્થંભથકી પ્રભુ પ્રગટીયા, વળી ધરીયાં નરસિંહરૂપ (૨)
પ્રહલાદને ઉગારીઓરે, વહાલે માર્યો હરણાકંસ ભુપરે;
શામળા ગીરધારી—મારી હુંડી સ્વીકારો મહારાજરે૦
ગજને વહાલે ઉગારીઓ. વળી સુદામાની ભાગી ભુખ (૨)
દોહલી વેળાના મારા વાંલમારે. તમે ભકતોને ઘણાં આપ્યાં સુખરે;

શામળા ગીરધારી—મારી હુંડી સ્વીકારો મહારાજરે૦
પાંડવની પ્રતિજ્ઞા પાળી, વળી દ્રૈપદીના પુર્યાં ચીર (૨)
નરસિંહ મહેતાની હુંડી સ્વીકારજોરે તમે સુભદ્રાબાઇના વીરરે;
શામળાં ગીરધારી—મારી હુંડી સ્વીકારો મહારજરે૦
સાડાત્રણસો તીરથવાસીને, વળી રૂપીઆ છે સો સાત (૨)
વહેલા પધારજો દ્વારકારે, એને ગોમતી ન્હાયાની ઘણી ખંતરે:
તીરથવાસી સૌ ચાલીયા, વળી આવ્યા નગરની માંહે (૨)
આ શહેરમાં એવું કોણ છેરે, જેનું શામળશા શેઠ એવું નાનરે,
શામળા ગીરધારી—મારી હુંડી સ્વીકારો મહારાજરે૦
નથી બ્રાહ્મણ નથી વાણીઓ, નથી ચારણ નથી ભાટ (૨)
લોક કરેછે ઠેકડીરે, નથી શામળશા શેઠ એવું નામરે;
શામળા ગીરધારી—મારી હુંડી સ્વીકારો મહારાજરે૦
રહેવાને નથી ઝુંપડું, વળી જમવા નથી જુવાર (૨)
બેટો બેટી વળાવીઆંરે, મેં તો વળાવી ઘર કેરી ઘર નારરે,
શામળા ગીરધારી—મારી હુંડી સ્વીકારો મહારાજરે૦
ગરથ મારૂં ગોપીચંદન, વળી તુલસી હેમનો હાર (૨)
સાચું નાણું મારે શાંમળોરે, દોલતમાં ઝાંઝ પખાજરે;
શામળા ગીરધારી મારી હુંડી સ્વીકારો મહારજરે૦
તીરથવાસી સૌ ચાલીઆ, વળી આવ્યા નગરની બહાર [૨]
વેશ લીધો વણીકનો રે. મારૂં શામળશા શેઠ એવું નામરે;

શામળા ગીરધારી—મારી હુંડી સ્વીકારો મહારાજરે૦
હુંડી લાવો હાથમાં વળી આપું પુરાં દામ [૨]
રૂપૈઆ આપું રોકડારે, મારૂં શામળશા શેઠ એવું નામરે;
શામળા ગીરધારી—મારી હુંડી સ્વીકારો મહારાજરે૦
હુંડી સ્વીકારી વહાલે શામળે, વળી અરજે કાધાં કામ [૨]
મહેતાજી ફરી લખજોરે મુજ વાણોતર સરખાં કાજરે;
શામળા ગીરધારી—મારી હુંડી સ્વીકારો મહારાજરે૦

૮૨

પ્રભુ પાલવ પકડીને રહી છું પ્રેમથી રે,
મારા છેલ છબીલા અંતરના આધાર;
ઉભી અરજ કરે મીરાંબાઇ રામને રે—ટેક૦
મારાં દાસીપાનાં દુઃખ સરવે દુર કરોરે,
શીશ નામું મારા સદગુરૂને પ્રણામ;
ઉભી અરજ કરે મીરાંબાઇ રામનેરે—પ્રભુ પાલવ૦

( સાખી )

સાસરીસામાં સુખ નહિ, મહીયરીયે નહિ માન;
સુખ દુઃખની વાતડી, ધરતું નથી કોઈ ધ્યાન;
હવે નથી રહેવું રાણાજીના રાજમાંરે;
રાણો રોષ ભરેલો કુડો કપટી રાય—ઉભી૦—પ્રભુ૦

( સાખી )

આ સમે હરિ આવજો, વિઠ્ઠલ કરજો વાર,
ગોવિંદ સાથે ગોઠડી, અબળાના આધાર;
વહાલા વસમું જાણી. વેગે વહેલા આવજોરે;
નહીંતર જરૂર મારા જીવનું જોખમ થાય—ઉભી–પ્રભુ૦

( સાખી )

ઉંડે કુવે ઉતારીયા, તરત ત્રુટાં વૃત;
તારણ હારો તારશે, શામળીઓ સમરથ;
એવા વિવેકી વિઠ્ઠલને જોઉં વારણે રે;
ટળશે હરિજનોના અંતરના ઉચાટ—ઉભી૦–પ્રભુ૦

( સાખી )

વિશ્વાસે વળગી રહી, ત્રિકમ રાખો ટેક;
આગે હીંમત આદરી, મન ધારૂં વિવેક;
એવા ભક્તિ ભાવે ભુદર આવો ભેટવારે;
હું તો વેચાણી છું, નાથ તમારે હાથ—ઉભી૦–પ્રભુ૦

( સાખી )

નીતિધર્મ નવ છોડીએ, જ્યાં સુધી ઘટમાં પ્રાણ;
સહેજે સમુદ્ર ઉતાર્યા. જેને ભેટયા શ્યામ;

એવા પુરણ પુરૂષોતમ પધારજોરે;
સત્ય રાખો મારા સાચા સુંદર શ્યામ—ઉભી૦–પ્રભુ૦

( સાખી )

રૂપાળા રણછોડજી લળી લળી લાગું પાય;
રાણા ઘેર જાવું નથી, એવો કર્યો ઠરાવ,
હવે શરણા ગતની, વા'રે ચઢજો વિઠ્ઠલા રે,
પ્રભુ કૃપા કરીને રાખો ચરણની પાસ—ઉભી૦–પ્રભુ૦

૮૩

દીનનો દયાળ છોડી, કોને શરણ જાઉં;
કોને શરણ જાઉં, પ્રભુ, કોને શરણ જાઉં૦ (ટેક)
માત તાત જાણી પ્રભુ, ચરણ પ્રત્યે ધાઉં (૨)
પામીને પ્રસાદ પુર્ણ (૨) કૃતકૃતાર્થ થાઉં
પ્રભુ, કૃતકૃતાર્થ થાઉં—દીનનો૦
નીતિ ભક્તિરૂપી પુણ્ય તીર્થમાં હું ન્હાઉં (૨)
પરમ ઇષ્ટ બ્રહ્મના હું (૨) સ્તુતિ ગુણ ગાઉં
પ્રભુ, સ્તુતિ ગુણ ગાઉં—દીનનો૦
પ્રભુ કૃપ નિધાનની હું પૂર્ણ કૃપા ચહાઉં. [૨]
સંકટ સમય નાથ (૨) પલ્લવ હું સહાઉં,
પ્રભુ પલ્લવ હું સહાઉં—દીનનો૦

નમી નમી પરાત્પરાવું, હું શરણુ તારે આવું [૨]
પ્રેમપુષ્પ અંજલી હું [૨] પ્રભુપદે વધાવું;
પ્રભુ, પ્રભુ પદે વધાવું—દીનનો૦

## ૮૪

અપરંપાર પ્રભુ અવગુણ મોરા, માફ કરોને મુરારિરે [ટેક.]
દયા ધરમની વાત ન જાણું, અધરમનો અધિકારીરે;
પાપી પુરો જુઠા બોલો, બહુ નિરખું પરનારીરે—અપ૦
સાધુ દૂભ્યા, બ્રહ્માણ દૂભ્યા, ભક્ત દૂભ્યા બહુ ભારીરે;
માત પિતા બન્નેને દૂભ્યાં ગરાબકું દીયો ગારીરે—અપ૦
ભજન થાયે ત્યાં નિદ્રા આવે, પરનિંદા લાગે પ્યારીરે;
મિથ્યા સુખમાં આનંદ વરતું, બહુ રહુ હુશીઆરરે—અપ૦
સંસાર સાગરમાં જળ ભરીયો સઘળે ભરીયો ભારીરે;
તુલસીદાસ ગરીબનકી વિનતિ અબ તો લીયોને ઉગારીરે—અપ૦

## ૮૫ રાગ-રેખતો.

ખલક સબરેંનકા સપના, સમજ મનકો નહીં અપના. ટેક.
કઠણ હે લોભકી ધારા, બહે સબ જાત સંસારા ખલક૦ ૧
ઘડા જયું નીરકા ફુટા, પતા જયું ડારસું તુટા ખલક૦ ૨
એસી નરજાન જિંદગાની, સમજ મન ચેત અભીમાની ખલક૦ ૩
ભુલ્યો મત દેખ તન ગોરા, જગતમેં જીવના થોરા ખલક ૪

તજો મદ લોભ ચતુરાઇ, રહો નિઃસંગ જગમાં　　ખલક ૫
કુટુંબ પરીવાર સુત દારા, ઉસી દિન હોયગા ન્યારા　　ખલક ૬
નિકસ જબ પ્રાન જાવેગા, કોઇ નહિં કામ આવેગા.　　ખલક ૭
સદા મત જાનો એ દેહા, લગાવો રામસેં નેહા　　ખલક ૮
કટેગી જન્મકી ફાંસી, કહે કબીર અવીનાશી　　ખલક ૯

## ૮૬ રાગ ભજન પરમેશ્વરને ગોતવું.

પાણી મેં મીન પીયાસીરે, પાણી મેં મીન પીયાસીરે;
મુને અચરત લાગે ઘણી હાંસીરે, પાણીમેં મીન પીયાસીરે　　ટેક.
મસીદ ચડકે મુલાં પુકારે આડીજમ કરી ફાંસીરે,
જોગી હોકે જટા વધારે બન બન ફીરત ઉદાસીરે.　　પાણી૰ ૧
બેદી હોકે બેદજ વાંચે તોએન મલે અવીનાસીરે,
કસ્તુરી મૃગ નાભી બસત હે ઢોલત ફરે ઉદાશીરે.　　પાણી૰ ૨
દુરકી બાંતે સચકરી માનો, નિકટપ્રગટ નહિં ભાંશેરે;
કહેત કબીર સુનોમેરે સાધુ ગુરૂ બીના નીચ્ચે ચોરાશીરે ▯ પાણી૰ ૩

## ૮૭ રાગ ધનાશ્રી.

રામ સમર રામ સમર, રામ સમર ભાઇ,
રામ નામ સુમરન બીન, બૂડત ભવ માંહી.　　રામ—ટેક
બિનતા સુત દેહ ગેહ, સંપતિ સુખદાઇ.
ઇનમેં કછુંનહિ તેરા, કાલજાત ખાઇ.　　રામ—૨

અજામેલ ગજ ગુણિકા, પતિત કર્મ કીને; .
સોભી ઉતર પાર પડે, રામ નામ લીનો. રામ—૩
સૂકર કુકર યોનિ ભ્રમત, અજહુલાજ નાઇ;
રામ નામ છાંડ અમૃત કાહેકુ વિષ ખાઇ. રામ—૪
ભર્મ કર્મ તજી કુકર્મ, રામ નામ લેહી,
ગુરૂ પ્રસાદ જન કબીર રામ કર સ્નેહી. રામ—૬

## ૮૮ રાગ ફેર,

એક દિન એસો પ્રાણી આવશે, મારા હૈડામાં શાલેજી,
મિત્ર મળ્યા બહુ પ્રકારના. જોર કોનું ન ચાલેજી—ટેક
આસમાનથી ફોજું આવીરે, ઘેર્યો દશ દરવાજાજી,
નગરી હતી તે લુંટાઇ ગઇ, બંધી પડેઓ રાજાજી. એ૦-૧
ઉંચારે મંદિર ઉંચા માલીયા, માથે સોડ તાણી સુતાજી;
કાઢોરે કાઢો એને સહુ કહે, જાણો જન્મ્યો નહતોજી એ૦-૨
સોલ વરસ કેરી સુંદરી, ઉભી ટગમગ જુએજી;
આસુડે ભીજાંચો એનો કંચવો, ઉભી ધ્રુશકે રૂએજી, એ૦-૩
શોના રૂપાકેરા શાવટા. ત્રિધ વિધના વાઘાજી,
જુના હતા તે અલગા મેલ્યા; નવા પેરવા લાગ્યાજી. એ૦-૪
કેના છોરૂ કેના વાછરૂ, કેના માઇ કેના બાપજી;
અંતકાલે જીવ જાસે એકલા; સાથે પુનને પાપજી. એ૦-૫

નહિ તરવાને તુબડું નથી ઉગરવાનો આરોજી;
ભુતનાથ ચરણે અખઇ ભણે; પ્રભુ પાર ઉતારોજી. એ૦-૬

## ૮૯ રાગ ઠુમરી

જુઠું જુઠું જીવતર ખરૂં જાણ્યમાંરે; જુઠું જુઠું કેક,
જુઠી જનની જુઠી જાયા જુઠી મોહ ભરેલી માયા,
કાચ કુંપો છે કાયા મમતા તાણ્યમારે જુઠું જુઠું ૧
સદાયતે છત કેની છાજી,તે દેખ શું થઇએ રાજી,
આતશબાજી આશા લાંબી આણ્યમાંરે જુઠું જુઠું ૨
ગગને જામ્યો વાદળ ગોટો, પ્રાણીમાં પ્રગટયો પરપોટો
ખેલ બધો એમ ખોટો મુર્ખા માણ્યમાંરે, જુઠું જુઠું ૩
ધીરપ રાખી મનમા ધારે ભષ્ટપણું છે તનમાં ભારે
નરક ભર્યું નવ દ્વારે વપુ વખાણ્યમાંરે જુઠું જુઠું ૪
ફેલ કરીને ફોગટ ભટકયો, ઈશ્વરને ચરણે ન નવ અટકયો
ભેદ વિના તું ભટકયો ચારે ખાણ્યમાંરે, જુઠું જુઠું ૫
પરખી લેને પુરૂષ પુરાણી જગમાંથી ગુણ જોને જાણી.
પૃથ્વીમાં જેમ પાણી ઠરે નીચાણમારે, જુઠું જુઠું ૬
જાચે તો જગજીવન જાચે, નાચે તો હરિ આગળ નાચે
રૂષી રાજ કહે રાચે અંત સવાણ્ય માંરે, જુઠું જુઠું ૭

## ૯૦ રાગ એજ

ગોવિંદ જાણ્યા વિના તે વરસ ગાળીયાંરે ગોવિંદ ટેક.
ગળે પાર બાંધી જમ ગ્રહેશે, કાપો કાપો મુખથી કહેશે.
રંગ ભરેલા રહેશે મંદિર માળિઆંરે ગોવિંદ ૧
સુરા પુરા સુરા પાને, કૃષ્ન કથા નવ ગોઠે કાને,
ભજની જન ભગતાંને ખળતો ખાળીઆંરે ગોવિંદ ૨
હૈયામાં નવ ધર્યાં હરીને ભુંડાઈ હોરી ઝાઝ ભરીને
દયા વિના તે દાન કરીને બાળિયાંરે; ગોવિંદ ૩
આડંબરમાં ઉમર આખી નઝ્વન ચિંતામણી ખોઇ નાંખી
રૂદિયા મધ્યે રાખી તીખી પાળીઆરે, ગોવિંદ ૪
ધર્મ રાજની આગળ ધરશે ત્યાં તારાં ગાત્ર થરથરશે,
ક્રોધી જમડા કરશે અરે ઇંડાળિઆંરે, ગોવિંદ ૫
મરણુ ઘાત તો નહિ મટવાની જાગીજે નથી વાર જાવાની,
સાથે નાવે વાલેસવાની વાંળીઆરે, ગોવિંદ ૬
વસ્ત્રાભુષણ લુંટી લેશે, બાહાર જઈને બાળી દેશે,
રૂષિરાજ કહે ડાટિયાં રહેશે રાળિઆંરે, ગોવિંદ ૭

## ૯૧ રાગ પ્રભાત

કાંઇક કર્મતણો કરનારો શરણુ તમારે આવ્યોરે,
મોહ જાળામાં બાંધી નાખ્યો; હવે હરિ છોડાવોરે, કાંઇક ટેક;

પાપ કરતાં પાછું નવ જોયું; હરિનું નામ હું ભુંલ્યોરે;
દુરીજનની મે સગત કીધી, દીવાનો જઇ ડુલ્યોરે કાંઇક ૧
અનાથ જંતુ રાંક બાપડા, તેમાં કીધાં વાસારે;
લખ ચોરાસી ફેરા ફરતાં, કરી મુક્તિની આશારે કાંઇક ૨
સોનું રૂપું જતર મંતર તંતર મારે તું છુંરે
આરે દુનીયામાં નથી ગમતું મળવાં આતુર હું છુંરે, કાંઇક ૩
નામ તણો મહિમા છે મોટો કંઇક પાપી નર તર્યારે;
એવું જાણીને દાસ કલ્યાણે પ્રભુના નામ પે કર્યારે; કાંઇક ૪

## ૯૨ રાગ પ્રભાત

સગપણ સાચું સાનું ભાઇ, શું માયાને વળગુંરે;
ગરજા ગરજી સહુ મળ્યું છે. અંતે રહેશો અળગું રે, સગપણ ટેક
ધનને કાજે તન પીસીને ભુમી ભેરૂ ભલવુંરે,
ઘડી એકતો પ્યારી જાએ છેઃ તારે તો છે મરવુંરે; સગપણ ૧
ઉંચા ઉચા મહેલ બનાવી, ફૂલ્યા ફૂલ્યા ફરવુંરે
એ મંદિરમા કોણ માલસે; તારે તો છે મરવું રે, સગપણ ૨
બચકે બાંધ્યા વસ્રને વધા. ઘણું ઘરેણું કરવુંરે
પટોલા તારા કોણ પહેરશે, તારે તો છે મરવુંરે; સગપણ ૩
ઘોડા હાથી માલ ખજાના, સુખ પાલમાં ફરવુંરે;
એમાં જોને કોણ માલશે, તારે તો છે મરવુંરે; સગપણ ૪

હિજન કરીલે મન વૈરાગી ફૂટ હૈયાના ફુટયારે;
ભદ્ર કલ્યાણ કહ્યું નવ માને રામ તને શું રૂઠયારે, સંગપણ; ૫

## હું તામારે શરણે આવ્યોછું.

### ૯૩ રાગ દેશ.

મારા હાથ પડયા છે. હેઠા હરિ હું શું કરૂં રે;
શરણે આવ્યો છું કરૂણાકર કરશો તે ખરૂં રે ટેક.
કયાં સંતાયા કુશલ કરાણી તરણી નટવર જાય તણાણી;
ભાથે હાય ભરાણી કઇ રીતે તરૂં રે મારા૦
થતુ હશે શું સમજણ ન પડે ગોતું પણ માર્ગ મનેન જડે
ભવસાગરમાં દુઃખ વડે હૃદયે ડરૂં રે મારા૦
ધરણીધર શું ધાર્યું મારૂં; રટણ કરૂં છું નિત્ય તમારૂં,
આવડું શું અંધારૂં મરણ વિના મરૂં રે મારા૦
સાધન સર્વ ગયાં છે ખુટી કપટી કાળે માર્યો કુટી;
બગડયાની નહિ બુટી ઠાકર કયાં ઠરૂં રે, મારા૦
અતી તાપેથી તપી રહયો છું બાલ્ય કંઠથી અંધ થયોછું;
ભુલી ભાન ગયોછું ધીરજ શું ધરૂં રે, મારા૦
અદ્દભુત માયા નાથ તમારી મનવાણી નહિં પોહોંચે મારી;
કેશવ હરિહારી ફૂટકેલ થઇ ફરૂં રે મારા૦

## મારી લાજ નિભાવજો.

### ૯૪ રાગ એજ.

મારી લાજ તમારે હાથે, નાથ નિભાવજો
દીનાનાથ દયાળ દયા અદ્દભુત દર્શાવજોરે. ટેક.
સંકટથી સોસાઉં મુરારી લેજો અન્તર્યામી ઉગારી;
હવે ગયોછું હારી, બાપ બચાવજો. મારી૦
કર્મ કઠણ માઠા થઇ બેઠા હાથ પડયા છે હમણા હેઠા;
પરમેશ્વર કયાં પેઠા, પણ પરખાવજોરે. મારી૦
અહિત અને હિતમાં અણસમજુ કૃત્યા કૃત્ય વષે શું સમજુ)
ભજું તજું શું, માધવ માર્ગ બતાવજોરે; મારી૦
કેશવ હરિ હેતે સંભારૂં, પ્રભુપદ હોય હજી જે પ્યારૂંરે;
મંગળ કરવા મારૂં આનંદે આવજોરે. મારી૦

### ૯૫ રાગ કલ્યાણ.

સુરતપર વારી જાઊં નાગર નંદા.
સબ સખીયનમેં રાધાજી બડી હૈ તારનમેં બડે ચંદા સુ૦ ૧
સબ દેવનમેં મહાદેવ બડા હૈ તીર્થમેં બડી ગંગા સુ૦ ૨
સબ ભગતનમેં ભરત બડા હૈ, જોધનમેં હનુમંતા, સુ૦ ૪
બંદ્રાબનમેં રાસ રચ્યો હૈ નૃત્ય કરત ગોવિંદા, સુ૦ ૪

આપતો જાય દ્વારકા છાઇ હમકુ બલાયો હમ બંધા સું० ૫
પેસ પતાલ કાલી નાગ નાંથ્યો. કૃષ્ણપર હત્ય; કરંદા સું० ૬
ચંદ્રસખી ભજ બાલકૃષ્ણ છબિ, તુમ ઠાકોર હમ બંદા. ૭

## ૯૬ રાગ આશા.

રામચરણ સુખદાઇ, ભજ મન, રામચરણ સુખદાઇ. ટેક.
જિન ચરનનસેં પ્રગટી સુરસરિ, શંકર શિશ ચઢાઇરે;
જટા જંકરી નામ ધરાયો, ત્રિભુવન તારત આઇરે. રામ ૧
દંડકવન પ્રભુ પાવન કીનો, ઋષિયન ત્રાસ મિટાઇરે;
સો ઠાકોર ત્ર્લોકકે સ્વામી, કપટી મૃગ સંગ ધાઇરે. રામ ૨
જિન ચરનકી ચરન પાદુકા, ભરત રહે લવલાઇરે;
સો છેવટ કોઠરીમેં ધોયે, તસ હરિ નાવ ચલાઇરે; ૩
કપિ સુગ્રીવ વાલીકો બન્ધુ. તા શિર છત્ર ધરાઇરે;
રિપુકો અનુજ વિભિક્ષણ ભેટ્યો, ક્ષણમેં લંકા પાઇરે. રામ. ૪
રાવણ મારી રામ ઘર આયે, ઘર ઘર બજત બધાઇરે;
તુલશીદાસ આશ રઘુવરકી, ભાગ્ય બડે જિન પાઇરે રામ. ૫

## ૯૭ રાગ ભઈરવી.

સુનો હનુમાન ભુજા મેરી તુટી, સુનો—હરિ. ટેક.
સુનો હનુમાન ભુજા મેરી તુટી તુમ મત જાનો જુઠી;
આઠ પ્હોર રામા દિલમેં પેઠે, કોન કુંવરને મેરી ખબર ન પુછી—
લંકામેં એક વેદ્યજ રહતો, પર્વતમેં એક બુટી
ભરત શત્રુઘન રે ગયે ઘરકું કોન લાવે મેરી સજીવન બુટી. સુ૦
હનુમાનુને કસ્તુરી ઓ કસી, શિર બજરંગી ટોપી,
તુલસીદાસ ભજે ભગવાના, છિનમેં લાવું તેરી સજીવન બુટી સુ૦

## ૯૮ રાગ એજ.

દોત કલમ હરિને સાઈ મંગવાઇ—દોત. હરિ. દો૦
દોત કલમ હરિને સાઈ મંગવાઇ, પુરજા લિખે બનાઇ,
પહેલો નામ લિખ્યો હરિ અપનો, પીછે લખીરે લછમનકી લડાઈ;—
મેઘનાદ રાવનકા બેટા, ઊભા આપ ચઢાઈ,
હયે કોઈ અઇસા કુલમેં યોદ્ધા સન્મુખ હોકે મોંસેં કરત લડાઇ—દો,
શકિત બાણ છુટે લછમનકે, લગા ભુજામેં જાઇ.
ભુજા ઉડી સો ગઈ સુરનમેં શીશ ઉડા જહાં બેઠે રઘુરાઈ દો૦
મંદીરસેં એક મદ ભરી નિકસી, નયન નીર ભર આઇ,
તુલસીદાસ ભજે ભગવાના, મેઘનાદ યોદ્ધા હાર ગયે લડાઈ દો૦

## ૯૯ રાગ એજ

સિયાજીકું મિલને મંદોદરી રાની આઇ, રાવનકી રાની આઇ. ટેક.
સિયાજીકું મિલને મંદોદરી આઈ, સંગ સાહેલી લ્યાઇ.
નવ લખ તારેકા ચીર પુરાકર, રમઝમ કરતી ભાગાદે બીચ આઇ. સી.
સીયાજી બેટી જનક રાયકી, ચંદા દીયા ચઢાઇ;
જબ ચંદેને કીયા અજવાળાં, નવલખ તારેકી જ્યોત છુપાઇ. સી.
કહે મંદોદરી સુનો સીયાજી, બાત કહું સમુજાઇ;
તુમ સીતા સતવતી કહાવે, હમેરે પિયાકે સંગ કૈસે ચલી આઇ. સી.
કહે સીયાજી સુનો મંદોદરી, બાત કહું સમુઝાઇ;
સબ દેવનકો બંધ છોડાવન, તુઝકું રંડાપન મૈ દેનકું આઇ. સી.
તુલસીદાસ ભજો ભગવાના, હરિ ચરન ચિત લાઈ;
કઠન બચન સુનીકે સીતાકે, ઉલટ પછાડે મંદોદરી આઇ. સી.

## ૧૦૦ રાગ એજ

તજ દીનો પ્રાન, કાયા કુમલાની તજ દીનો પ્રાન. ટેક.
તજ દીનાં પ્રાન કાયા કુમલાની, છોડ ચલ્યો નર મોઇ,
મેં જાનું કાયા સંગ ચલેગી, ઉસ કારન કાયા મલમલ ધોઇ. તજ.
ઉંચે નીચે મંદિર છોડા, ગૌ ભેંસ ઘર ઘોડી;
આદ સરીખી ત્રીયા છોડી, દો છોડીરે પુત્તર કેરી જોડી. તજ
ચાર જનોંકે કાંધે ચડીઆ, બની કાઠકી ઘોડી;
જઇ ઉતારે નદી કિનારે, ફુંક દીયા જૈસેં ફાગનકી હોરી. તજ

ઘરકી પ્રીયા રોવન લાગી, બિછુર ગઇ મેરી જોરી;
તુલસીદાસ ભજો ભગવાના, જિન જોડી તિન પલબીચ તોડી. તજ.

## ૧૦૧ રાગ એજ.

કલિયુગમેં એસેં પાપી નર હોએંગે કલિયુગમેં હરી.
પગડી બાંધે પેચ સંભારે, ઠુમ ઠુમ પાંઉ ધરેંગે;
ગલી ગલી બિચ ફીરે બાવરે, નાર પરાઇ પાપી તકત ફિરેંગે ક.
ભુખે પ્યાસે સાધુ આવે ઉનકું ન ચપટી દેંગે
જમ રાજાકા દંડ પડેગા, રોક રૂપીએ પાપી ગિન ગિન દેંગે ક.
માઇ બ્હે'નકા કછુ નહિં જાને, મનબિચ પાપ ધરેંગે;
સાલા સડુવા નિત્ય જમાવે ભાઇયનસેં પાપી વૈર લડેંગે ક.
લાલ સ્થંભ લોહેકા ભારી, ઇનસે નાલ બધેંગે;
તુલસીદાસ ભજો ભગવાના, પાપ ધરમ દોનું સંગ ચલેંગે ક.

## તુલસીદાસ બીજો

## ૧૦૨ રાગ બીહાર

બાવાની પત રાખ પ્રભુ તારા બાવાની પત રાખ;
બાનારે માટે જો દુઃખ દેશો તો કોણ જપે તારો જાપ. પ્રભુ.
રોહીદાસની તમે પાતરી લીધી ને, નવ જોઇ જાત કે ભાત;
સેનાની માટે સનમુખ રહીને તમે, નાઇ કહેવાયા હે નાથ. પ્રભુ.

પ્રલ્હાદની તમે પ્રતિપાલણુ કરીને, સ્તંભમાં પુર્યો વાસ;
તાતી કડા તમે સીતલ કીધી, સુધનવાને ખાસ. પ્રભુ.
પાંચાળીનાં પટકુળ પુર્યાં ને, રાખી સભામાં લાજ;
સાગરમાંથી બુડતો રાખ્યો, રામ કહેતામાં ગજરાજ. પ્રભુ.
ઝેર હતાં તેનાં અમરત કીધાં ને ઝાલ્યાં મીરાંના હાથ;
મેહેતાને માંડળીક મારવા આવ્યો ત્યારે, કેદારો લાવ્યા મથરાજ. પ્રભુ.
ભકતોનાં તમે સંકટ ભાંગ્યા ત્યારે, દઢ આવ્યો વિશ્વાસ. પ્રભુ
તુલસીના સ્વામીને કહું કર જોડી, પુરો અંતરની આશ. પ્રભુ

## ૧૦૩ રાગ એજ

અવસેર તેરા પલ પલ જાયે, સુતે તુજે નિંદ ક્યો આવે,
તેરે શિર જમડા વૈરી, ભજન બિન કોન ગતિ તેરી. ટેક.
બડે બડે રાવણસેં રાજે, જ્યાકે આગે નોબત બાજે;
જીત્યા સબ લોક દે ડંકા, સોહી ખાલી કર ગયા લંકા. અ૦ ૧
પુષ્પકી સેજ પર સોતા, સલામી દ્રષ્ટિસેં જોતાં;
કંચનસી દેહકી કાંન્તી, જરે તન અગ્નિસેં છાતી. અ૦ ૨
કેતે ચક્રવતી જે ભૂપા, મિલી ગયે ચેહમેં રૂપા;
અંતે હે જંગલકા વાસા, જુઠી ઇન જગતકી આશા. અ૦ ૩
અષ્ટાંગહી યોગકે સાધે, તાહિતેં આયુ બલ વાધે;
અમર કરે આપકે અંગા, સોહી કાલેંકર દીયા ભંગા. અ૦ ૪

અમૃતકે પાનકે કરતા, વિમાને બેઠકે ફિરતા,
સુરપતિ કાલ લે ધાયા, તાહિ તેં જૂઠી હે માયા. અ૦ ૫
જેસે હે પાણી પરપોટા, ભરોસા દેહકા ખોટા;
તાતિ તે વિલંબ ના કીજે, સાધુ સંગ રામ રસ પીજે. અ૦ ૬
મેરે તો રામસેં મિલના, જહાં નહી કાલકી કલના;
એસે મેં નિશ્ચે કર જાની, મીલે દેવા આય ગુરૂ ગ્યાની. અ૦ ૭

## ૧૦૪ લલિત છંદ.

સકળ વિશ્વના નાથ શ્રીહરિ, મલિન વાસના ટાળ માહરી;
અધિક બુધ્ધિ તું શુધ્ધ આપજે, પ્રભુ કૃપા કરી કષ્ટ કાપજે.
નવ કદી કરી ભકિત ભાવથી, નવ કથા સુણી નિજ કાનથી;
ભજન ના કર્યું તેમ તાહરૂં, હરિ ભલું થશે કેમ માહરૂં.
બહુ બહુ કુડા કર્મ મેં કીધા. ધન ધુતી કરા પારકાં લીધાં;
ગરીબ રંકને દુખ આપીઆં, તરૂ સુધર્મના તેહ કાપીઆં.
અધિક લોભની લાલચે ફસી, ફિકર ના ધરી ચિન્તમાં કશી;
કથન કંઇ કુડા મેં મુખે કર્યાં, વચન નીતીમાં સર્વ વિસર્યાં
કર વડે કદી ધર્મ ના કર્યા, પણ અધર્મના કોળા ભર્યા;
જગતનાથ હું ના ડર્યો જરી, લુણ હરામી મેં તજશું કરી.
ચરણથી કદી ચાલી ના ગયો, પ્રભુ સુપંથમાં દુર તો રહયો.
ચરણ પાપને પંથ તો ધર્યો દિલ વિષે નહિ તે થકી ડર્યો,

છલ પ્રપંચ ને ધુર્ત કામમાં નવ કદી મુકી ઓછ હામમાં.
અધન જાતનો પ્રાણી હું ખરો. પ્રભુ તુંથી રયો સર્વદા પરો;
કર ગમે તને હે હરિ હવે. અહીં બળું છું હું શોકને દવે;
દુઃખથી છુટકો નાથજી કરો; અરજ દાસની દીલમાં ધરો.

## થાળ.

### ૧૦૫ રાગ—તાલ કાફી

વાતડી સુણુ સજ્જની મારી (૨)
આજ અમારે મંદિર પધાર્યા મન મોહન ગિરધારી,
કરી અન્તર મરદન અંગે (૨)
મજન નીર ગુલાબથી કીધું યમુના જલ ગંગે
પેરી પટ પીતાંબર અંગે (૨)
પ્રાણુપતિ બાજોઠ બિરાજ્યા, નિજ જનને સંગે,
પાણી શીતલથી ભરી ઝારી (૨) આજ
થાળમાં પકવાનો ભરીને (૨)
સાટા જલેબી ગગન ગાંઠીયા પિરસાવ્યા હરિને,
બરફી પેંડા પિરસ્યા (૨)
જમવા બેઠા જગપતિ મુજ પર કરુણા કરીને,
નેત્ર મેં સફલ કર્યાં ન્યારી (૨) આજ

ખુંદીઆ અગદળીઆ કરાવ્યા (૨)
મોહન થાળ મેસુર પતાસા પ્રેમે પીરસાવ્યા,
મધુર મેવા પ્રભુને ધરાવ્યા (૨)
હલવો પાક ગુલાબી પાપડ ઘ્રત માંહે તળીયા,
સુત્ર ફેણી સ્વાદ થઇ સારી (૨) આજ,
સેવ શીરો લાડુ સારા (૨)
દૂધપાક બાસુંદી પૂરીઓ માલપુવા પ્યારા,
રોટલી ઉપર ઘ્રત ધારા (૨)
ભાત ખીચડી દાળ તીખા તમકારા,
લાપસી કીધી તલધારી (૨) આજ.
દુધ દહીં દાધાં ભરી ભાજન (૨)
આરોગ્યા છે અનંત અથાણા ગિરધારી ગર્વગંજન,
કઢિ કચોરી દીલરંજન (૨)
શ્રીખંડ ભજીઆં વડાં રાઈતાં છત્રીસે વ્યંજન,
ભાવ ધરી જમજો મુરારી. (૨) આજ.
મધુર જલ પીયો છાણી લીધાં,
કાથો એલચી લવિંગ સોપારી પાન બીડાં દીધાં,
પ્રેમ રસ પાયાને પીધાં (૨)
દેવીદાસના શ્યામ થકી મુજ કારજ સૌ સીધાં,
પ્રીતડી પુર્વની પ્યારી. આજ.

## થાળ.

### ૧૦૬ રાગ જીંજોટી—બનજારો.

સખી મોતીડે ચોક પુરાવ્યા, જમવાને જગપતી આવ્યા.
સામઇયું સમાજે કીધું, ચરણામૃત અંજલી લીધુંરી,
મેં મંદીરમાં પધરાવ્યા. જમવાને.
સામગ્રી થઇ છે તૈયારી. ભરી નીર, મધુરની ઝારી,
ત્યાં ગાદી ગલીચા બીછાવ્યા. જમવાને.
કીધી આરતી મેં અનુરાગે, બાજોઠ ધર્યા પ્રભુ આગેરી,
લઇ પકવાનો પીરસાવ્યા. જમવાને.
દુધપાક ખીર સુખદાઇ, ઘ્રત સાકર ખાંડ સવાઇરી,
દહીં દુધે પાત્ર ભરાવ્યા. જમવાને,
શીરો પુરી સેવ સુંવાળી, લાંડુ લાપશીઓ તલધારી,
મદગળીઆ સરસ બનાવ્યા. જમવાને,
રસ કીધો આંબો ધોળી રોટલીઓ ઘ્રતમાં ઝબોળિરી
માલપુવા મધુર ધરાવ્યા. જમવાને.
બાસુદી પુડલા પ્યારા, જમો જીવન નંદદુલારીરી,
ગળપાપડી પાક બનાવ્યા જમવાને.
પેંડા ગાંઠીઆ બરફી ન્યારા, મેસુર પાક બુંદી પ્યારારી,
સાટા સાકરથી ગલેફાવ્યા. જમવાને.

સુત્રફેણી જલેબી તાજી થશે જમવાથી મન રાજી રી.
મોહનથાળ પતાસા મંગાવ્યા. જમવાને.
બહુ અથાણા અજબ રસાળાં, વડાં શાક છત્રીશ રૂપાળારી,
મૃદુ મેવે રસિક રીઝાવ્યા. જમવાને.
કઢી ખીચડી પાપડ લીધા ઘ્રત ધારથી ભોજન કીધાંરી,
પય સાકર ભાત સિરાવ્યા. જમવાને.
જમી તૃપ્ત થયા છે મુરારિ લીધો મુખવાસ શ્રી ગિરધારી,
નિજ જનનાં તાપ સમાવ્યા. જમવાને.
જાવત્રી એલચી પ્યારી કાથો ચુનો લવિંગ સોપારીરી,
મુખવાસ મોહન મન ભાવ્યા. જમવાને.
રૂવીદાસના અંતર જામી મુજ મેર કરી બહુ નામીરી,
આનંદ અતિ ઉપજાવ્યા. જમવાને.

## ભજન ૧૦૭ થાળ

ઠાકોર તારી મીજમાની હોશાજ, મારે ઘેરે આવના મહારાજ.
સિંહાસન બાજોટ ઢરાવું, શીતલ જલ ઝારી ભરી લાવું;
ઉભા ઉભા ચમર ઢરાવું, લાગો પ્રભુ સોહામણાં મહારાજ, ઠાકોર૦
બહુ મેવા પકવાન મીઠાઇ, છપન ભોજન આપ બનાઇ;
હાથસે ગ્રાસ મુખસે દઉંગી, રૂચી રૂચી ચાવના મહારાજ ઠાકોર૦
મોર મુગટ પીતાંબર સોહે, સુનીવર મુનીજન કેમન મોહે;
બાઇ મીરાં કહે પ્રભુ રેના દીલબીચ, પ્યાલી ખુબ બન્યા મહારાજ૦

મેવા બોત મીઠાઇ આરોગો પ્રભુ મેવા બોત મીઠાઇ. ટેક
કંચન થાળ બહોત વિધી ભરીયો જશોમતી લેકર આઇ આ. ૧
બાલ ગોપાલ બની સબ મંડલી બેઠે ભુવન ભરાઈ
આપ આરોગે વ્હાલો ઓરકુ પવરાવે સુરદાસ બલીહારી આ. ૨

## ૧૦૮ થાળી—લાવણી.

જમો જમો જગતના નાથ કહું કર જોડી;
મારા આતમના આધાર, શરણુ મેં તોરી—ટેક.
જમો ઘેવર બુંદી દુધપાક, જલેબી રૂડી,
માંહે સાકર બુરા ઓર ડાલ, પેંડાને પુરી—જમો૦
જમો મગદલ મોતીચુર, ઠોરને ખાજા;
માંહે માખણ મીશરી દુધ, ગોરસ છે તાજા—જમો૦
જમો દાલ ભાત ને ધૃત, ગંગાજળ ઝારી;
તમે રાધાજીના કંથ ગોકુળ ગિરધારી—જમો૦
કહે માધવદાસ મહારાજ, અરજ ઉર ધરજો;
અંતકાળ સમે મહારાજ, સહાયતા કરજો—જમો૦

## ૧૦૯ શ્રી સત્યનારાયણની આરતી.

સત્યનારાયણ દેવ જય જય સત્યનારાયણ દેવ,
વિશ્વ સકળ જન નિત્યે કરે તમારી સેવ........... સત્ય.
કળિયુગમાં કમળાપતિ કરૂણા બહુ કીધી—પ્રભુ (૨)

શરણે આવ્યા જે જન પામ્યા નવ નીધિ...........સત્ય.
સતાનંદ બ્રાહ્મણનું દરિદ્ર દુઃખ ભાળી—પ્રભુ (૨)
વૃદ્ધ સ્વરૂપે પ્રગટયા (૨
વિઠ્ઠલ વનમાળી...........સત્ય.
ભીલ અને ઉલ્કામુખ વૃત્તને આચરતા—પ્રભુ (૨)
ભક્તિ ભાવથી પામ્યા (૨)
અખંડ સુખ શાતા.......સત્ય.
સંતતિ માટે સાધ્યું, વ્રત અંતર ધારી—પ્રભુ (૨)
સુંદર કન્યા પ્રગટિ કુળાવતિ સારી........સત્ય.
લોભવૃતિથી વણિક, સંકટમાં રખડયો (૨)
સત્યદેવને ઠગતા બંધન માંહી પડયો........સત્ય
ઘેર તસ્કરે લુટયું આધિવ્યાધી આવી—પ્રભુ (૨)
માત પુત્રી પ્રભુ ચરણે પડયા પ્રેમ લાવી......સત્ય,
વ્રત આરંભ્યુ પ્રીતે શ્રધ્ધા સહ જ્યારે—પ્રભુ (૨)
મુક્ત થયા બંધનથી બેઉ વણીક ત્યારે......સત્ય.
કષ્ટ વેઠીને ધાયો બેઠો નાવ મહીં—પ્રભુ (૨)
સમુદ્રમાં હંકારી થયું કઉતક તાંહી
નદિ કિનારે નાહી ધ્યાન હૃદય ધરતો—પ્રભુ (૨)
સન્યાસી સ્વરૂપમાં પ્રભુને નિરખતો.......સત્ય.
ભીક્ષા માગી ભાવે કાંઈ અમને આપો—પ્રભું (૨)

સાધુ વિષ્મય પામી કરે અંતર જાપો........સત્ય.
દ્રવ્ય રહિત છે નાવ ઘાસ પલ્લવથી ભર્યું........પ્રભુ (૨)
પ્રભુ પ્રસન્ન વદનથી થઈ "તથાસ્તુ" મુખ ઉચ્ચર્યું........સત્ય.
પવન વેગથી જળમાં ઘાસ પાન ઉડયા.......પ્રભુ (૨)
મુર્છીત પામ્યો પળમાં વૈશ્ય ચરણ ઢળ્યાં.......સત્ય,
જમાત્ર વચનથી ઉઠયો ખોળ્યા પ્રભુ જ્યારે—પ્રભુ (૨)
ક્ષમા ચાહીને નમીઓ મન મૂળીઊ ત્યારે........સત્ય.
નૌકા દ્રવ્ય સહિત તે આવ્યો નગ્ર મધ્યે.........પ્રભુ (૨)
દમાંતા—કન્યા મળીને "સત્યવ્રત" સાધે......સત્ય,
દર્શન કારણ દોડયા પ્રસાદ ત્યાગ કરી......પ્રભુ. (૨)
જમાત્ર સહીતની નઉકા જળમાં ગુપ્ત કરી......સત્ય
કળાવતી કલ્પાતે દેહ–પતન કરવા......પ્રભુ (૨)
ગગન મંડળથી ગાજ્યા શ્રી હરિ ઉચરવા......સત્ય.
પ્રસાદ ભક્ષણ કરશે કળાવતિ જયારે......પ્રભુ (૨)
દર્શન પતિના પામી થશે સુખદ ત્યારે......સત્ય,
તત્કાળે તે ભક્ષી ઉલટ આણી આવી......પ્રભુ (૨)
નૌકા તરતી ભાળી પ્રેમ રહય લાવી......સત્ય
સાધુ સહીત જન આદિ વ્રત નિત્ય કરતાં......પ્રભુ (૨)
પ્રતિ પુર્ણીમા દીને ઉત્સવ આચરતાં......સત્ય.

થયો સુખી ત્યાં સાધુ આનંદ ઉલટ ધરી......પ્રભુ (૨)
આ લોકમા સુખ પામી પામ્યો ચરણુ હરી......સત્ય.
અંગધ્વજ નૃપતિએ પ્રસાદ ત્યાગ કરી......પ્રભુ (૨)
સતપુત્રોનું મૃત્યુ થયું દુઃખદ કારી......સત્ય.
સત્યદેવ કૃપાથી પ્રસાદને ખાઇ......પ્રભુ (૨)
પામ્યો પુત્રો પળમાં મનનાં હરખાઈ......સત્ય;
કળિકાળમા મહિમા સત્યદેવ પ્રભુનો......પ્રભુ (૨)
મહાત્મ્ય વધાર્યું ભકતે, નારદ જે વિભુનો......સત્ય.
સત્યદેવની આરતિ નિશદીન જે ગાશે (૨)
યાજ્ઞિક અનુપણ આનંદ પામી સુખી થાશે......સત્ય.

## ૧૧૦ આરતી

જય દેવ, જય દેવ;
જય જય જગકર્તા, પ્રભુ, જય જય જગકર્તા.
ભગવત તું ભવકર્તા (૨) હરકત સંહર્તા—જય૦
પુરણ પરમ પરાક્રમી, પ્રભુ વિભુ પરમાત્મા—પ્રભુ વિભુ૦
સકળ કળાધર શ્રીમંત (૨) ધીમંત ધરમાત્મા—જય૦
તું સચરાચર સ્વામી, બળવંત બહુ નામી—પ્રભુ બળ૦
વિમળ મંડળ વિશ્રામી (૨) ધન્ય અચળ ધામી—જય૦

તત્વ સકળ ગુણ તારા, સર્વ થકી સારા—પ્રભુ સર્વ૦
અંતર્યામી હમારા (૨) પ્રાણુ થકી પ્યારા—જય૦
કરૂણા કર ઉપકારી, ધર્મ બિરદ ધારી—પ્રભુ ધર્મ૦
તેં ભવ પાર ઉતારી (૨) અગણિત નરનારી—જય૦
તુંજ મહિમા બહુ મોટો, શુભ તારી શકિત—પ્રભુ શુભ૦
સુરનર મુનિવર માગે (૨) ભલી તારી ભકિત—જય૦
હે હરિ! હરકત હરજો, કરૂણા ઘણી કરજો—પ્રભુ કરૂણા૦
અભય ટરણુ આદરજો (૨) ઉર અરજી ધરજો—જય દેવ૦

( કે. દ. ડા. )

## ભજન ૧૧૧ શીવજીની આરતી

જય શીવ ઓમકારા ભોળા હરભજ ઓમકારા, (૨)
બ્રહ્મા વિશ્નુ સદા શીવ ભોળાનાથ મહાદેવ
અરધાંગે ગોરા ઓમ હર હર હર મહાદેવ
દેવા એકાનંન ચતુરાનંન પંચાનન રાજે
ભોળા પંચાનન રાજે હંશાસન ગુરૂડાસન
વરખ વાહન છાજે.......ઓમ હર હર હર મહાદેવ,
દોહભુજ ચાર ચત્રભુજ દશ ભુજ તુમ સોહે, ભોળાં.
શિવજીના રૂપની રક્ષા ત્રીભુવન જગ મોહે ઓમ.
સીતાંબર પીતાંમર વાગમંબર અંગે, ભોળા
શનકાદિક વિભુ ત્રાદીક ભુતાદીક સંગે, ઓમ.

અક્ષરમાળા વનમાળા રૂંઢમાળા ધારી, ભોળા.
ત્રીપુરારીરે મોરારી કળ કમળા ધારી, ઓમ.
લક્ષ્મીવર ઉમીયાવર સાવીત્રીસંગે, ભોળા.
પાર્વતી અરધંગા શીવ ગૌરી સંગે ઓમ.
કરમધે એક કમંડલ ચક્ર ત્રીશુળ ધરતા ભોળા.
સુખ કરતાં દુઃખ હરતાં સુખમેં શીવ રહેતા ઓમ.
વિષ્નુ વસે વઈકુઠે શીવજી કઈલાસે, ભોળા.
હરિકાળા શીવ ગોરા ઇશ્વર ઓમકારા, ઓમ.
ચોસઠ જોગણી મંગલ ગાવે નીત્ય કરત ભેરૂ, ભોળા.
બાજત તાલ મૃદંગા ઓર બાજત ડમરૂ, ઓમ.
બ્રહ્મા વિષ્નું સદા શીવ અંતર નહી રખતા, ભોળા,
હરી હરસે ગુન ગાના બ્રહ્માસે ગુન ગાના
ભવસાગર તરના— ઓમ હર હર હર મહાદેવ,
કાશીમેં વીશ્વનાથ બીરાજે નંદુ બ્રહ્મચારી, ભોળા,
નીત ઉઠ ભોગ લગાવત નીત ઉઠ દરશન પાવત
મહીમા અતી ભારી—ઓમ હર હર હર મહાદેવ.
શીવજીની આરતી જે કોઇ ગાવે ભોળા મન સુદ્ધ હો ગાવે
ભણુત સીવાનંદ સ્વામી જપત હરિહર સ્વામી,
ઈચ્છા ફળ પાવે ઓમ હર હર હર મહાદેવ.

## ૧૧૨ ભજન લાવણી.

જય શીવ ઓમકારા ભોળા હરભજ ઓમકારા,
ભોળા પાર્વતી પ્યારા-ભોળા ઉપર જળ ધારા,
ભોળા ભંગ પીવન વારા ભોલા ગલે બીચ રૂંઢ માલા
ભોળા ઓઢત મ્રગછાલા ભોળા ધોરી ધજા વાળા.
ભોળા બેલ ચડનવાળા ભોળા સંતન પ્રતીપાલા,
ભોળા ગઉ બ્રહ્મણુ રક્ષક વાળા ભોળા પાર્વતી પ્યારા.
બ્રહ્મા વિષ્નુ સદા શીવ ભોળા નાથ મહા દેવ.
અરધાંગે ગેરા ઓમ હર હર હર મહાદેવ.

## અથ મંત્ર પુષ્પાંજલિ.

ઓમ યજ્ઞેન યજ્ઞ મય જંત દેવાસ્તાનિ ધર્માણી પ્રથમા ન્યાસન્
તેહ નોકંમહિ માંમ : સચત યત્ર પુર્વે સાધ્યા : સન્તિ દેવા;
ઓમ્ રાજાધિરાજાય પ્રસહ્ય સાહિને નમો વયં વૈશ્રવણાય
કુર્મહે સેમે કામાન્ કામકામાય મહ્યં કામેશ્વરો વૈશ્રવણો
દદાતુ કુબેરાજ વૈશ્રવણાયા મહારાજાય નમ : ઓમ્ સ્વસ્તિ
સામ્રાજયં ભોજયં સ્વારાજ્યં વૈરાજ્ય પારમેષ્ઠ્યં રાજ્યં
મહારાજ્ય માધિપત્યમય સમંતપર્યા ઇસ્યાત્ સાર્વભૌમ : સાર્વા-
યુષ આંતાંદાપરાર્ધાત્ પૃથિવ્યૈ સમુદ્ર પર્યંતાયા
એકરાળિતિ તદપ્યેષ : શ્લોકો ભિગીતો મરૂત : પરિવેષ્ઠારો મરૂત્ત
સ્યા ૨સન ગૃહે આવિક્ષિતસ્ય કામ પ્રેવિશ્વ દેવા : સભાસદ ઇતિ ।

## ૧૧૩ ગૌ માતાની આરતી

જય જય ગૌ માતા, જય કામ દુર્ગા માતા.
તુજને જે જન સેવે, તે સુખીઆ થાતા.
જય જય ગૌ માતા
બ્રહ્મા વિષ્ણુ મહેશ, તુજ માંહી વસતા (૨)
તુજમાં દેવ સકળ છે, છો મુક્તિ દાતા
જય જય.
જગત ઉદ્ધારણુ દેવી, જન સૌ ગુણુ ગાતા (૨)
અમ સર્વે તુજ બાળક, તુજ શરણે થાતા
જય જય.
અડસઠ તિરથ તું છે, તું દુગ્ધા દાતા (૨)
જગત જનુની રૂપે, વંદીએ હ-ખાતા
જય જય.
મૃત્યુ લોકના સુખ રૂપ, સહાયક વિખ્યાતા (૨)
પવિત્ર મહા યજ્ઞોમાં, તુજ થી હોમાંતાં
જય જય.
ગૌ મય પંચામૃત, પૂજનમાં મળતાં (૨)
લેપન અંગે કરતાં, પાતક સૌ ટળતાં
જય જય.
પરોપકારી થઈને, પર દુઃખના ત્રાતા (૨)

સ્વદુઃખ સહીને આપે, પુત્રો અન્નદાતા
જય જય.
ભાવ થકી તુજ સેવ, જે કોઈ કરતા (૨)
આ લોકે સુખ પામી, વૈતરણી તરતા
જય જય.
ગૌ માતાની આરતી, જે હર્ષે ગાતા (૨)
સકળ મનોરથ પામી, છેવટ સુખી થાતા
જય જય.

## નિત્યાનંદ

## ૧૧૪ છંદ ચરચરી

પવન મંદ સુગંધ શીતલ, હેમ મંદીર શોભિતં;
નિકટ ગંગા વહિત નર્મલ, શ્રી બદ્રીનાથ વિશ્વંભરં. ૧
શેષ સુમરન કરત નિશદિન, ધરત ધ્યાન મહેશ્વરં;
વેદ બ્રહ્મા કરત સ્તુતિ શ્રી બદ્રિનાથ વિશ્વંભરં. ૨
ઇંદ્ર ચંદ્ર કુબેર દિનકર, ધૂપ દીપ પ્રકાશિતં;
શ્રી લક્ષ્મી કમલા ચરણ ચાંપે, શ્રી બદ્રીનાથ વિશ્વંભરં. ૩
શંકર ગૌરી ગણેશ શારદ નારદ મુનિજન ઓચરં;
યોગ ધ્યાન અપાર લીલા, શ્રી બદ્રીનાથ વિશ્વંભરં. ૪
સપ્ત કુંડકી અધિક મહિમા, દશ દિશા યશ ગાયનં;
નર નારાયણ કરત સેવા, શ્રી બદ્રીનાથ વિશ્વંભરં ૫

યક્ષ કિન્નર કરત કીર્તન, તાલ વીણા વાજીતં;
સિદ્ધ મુનિજન કરત જય જય, શ્રી બદ્રિનાથ વિશ્વંભરં ૬
પ્રેમ પંથ કેદાર દર્શન, સિદ્ધ મુનિજન સેવિતં;
હેમાચલ્ય સુખ સ્વરૂપી, શ્રી બદ્રિનાથ વિશ્વંભરં. ૭
શ્રી બદ્રિનાથકે સપ્ત રત્ન, સુસર્વ પાપ વિનાશિતં;
કોટિ તીર્થ સ્વરૂપ પૂરણ, શ્રી બદ્રિનાથ વિશ્વંભરં. ૮

## ૧૧૫ છંદ એજ

નંદ નંદન જગત વંદન ચરન રજ કુબજા તરી ;
ચાર યુગ પરિબ્રહ્મ કહિયે, કૃષ્ણ રાજત મધુપુરી. ૧
બંસિબટ તટ નીકટ યમુના, સાંવરે મુરધી ધરી;
મુરલી ધુન સુન લોક મોહે, કૃષ્ણ રાજત મધુપુરી. ૨
વૃંદાવનમેં મદન મોહને, અષ્ટ સિદ્ધિ નવ નિધિ ખરી,
કાલ અહિ ઘનશ્યામ નાથ્યો. કૃષ્ણ રાજત મધુપુરી ૩
મુગટ લટપટ પેંચ રસપટ. તિલક ચંદન કુમકુમ કરી;
વનમાલી લાલ ગોપાળ કહિએ કૃષ્ણરાજત મધુપુરી ૪
ગોપ ગોપી સંગ લેકે કુંજ કુંજ રમે હરિ.
રાસ રચ્યો યદુનાથ નંદન; કૃષ્ણ રાજત મધુપુરી ૫
ઇંદ્ર ચંદ્ર કુબેર બ્રહ્મા, લખે વિગત ફરી ફરી,

અનત મુનિજન કરત જય જય કૃષ્ણ રાજત મધુપુરી ૬
કંસ વંસ નિકંદ કીનો દનુજ સર્વ ગયે ડરી,
સંત કારણ દેહ ધારણ, કૃષ્ણ રાજત મધુપુરી ૭
કૃષ્ણાષ્ટક જો પડત નિશદિન, સ્વર્ગ જાય સો સંચરી;
નિત્યાનંદ અવતાર અદભુત કૃષ્ણ રાજત મધુપુરી, ૮

## ૧૧૬ પદ

મન માને નહી મારૂં સો ફેરા સમજાવું તોય શું થાયે
ખળ કઠણ કઠોર ચંચળ ચોર ચપલ ચિત ચોદસ જાયે ટેક.
મન ભુત તણી પેઠે ભમતું ચાલે માયાની સંગે રમતું
એને હરી ભજવું નથી ગમતું, મન.
મન નિરલજને લજ્યા ન મળે પીળું ભારે પોતાને કમળે
લઇ નાખે માયાને વમળે, મન.
જેમ કુકર માથે માર પડે તોય આવી ઉભુ દ્વાર અડે
ફળ દેખી મરકટ ઝાડ ચડે, મન.
જો જમ કિંકરનું દુ:ખ જાણે તો મિથ્યા સુખને શીદ માણે
ગયો અવસર ઉરમાં નવ આણે, મન.
કહે પ્રીતમ પરપંચ પર હરતા સુદ્ધ ભાવે હરીનું સમર્ણ કરતાં
કાંઇ વાર નહી ભવજળ તરતાં, મન.

## ૧૧૭ પદ

નર ગાફલ ગમાર ગંદી દેહનો ગર્વ કરે શું થાયે
નહિ વીલંબ લગાર વાત કરતા કાયા વણસી જાયે ટેક
તું અંસ હતો ઇશ્વર કેરો જીવ થઈ રહયો અવિધ્યાનો ચરો
તારે માથે રવિ સુતનો હેરો, નરગા.
એક સ્વાંતિ બિંદુ સીપે ગ્રહયું તેનું મહા મુકતા ફળ થઇ રહયું
કદળીમાં પડયું તે કપુર થયું, નરગા.
અહી મુખમાં પડયું તે ગરલ થયું સાગરમાં પડયું તે લવણ થયુ
પૃથ્વીશાં પડયું તે પ્રલે થયું નરગા.
જેમ કનકમાં કથીર જારે એમ વીના વિચાર થાર નવ જડે
કહે પ્રીતમ રવિ ઉગ્યે રજની ટળે નરગા.

## ૧૧૮ પદ

તારા મનમાં તપાસ ત્રીવેણી આદી તીરથ તુજમાં વસે
માંહી મંજન કરો કોટી જનમની કીલમશ તે ધોવાશે, ટેક
આ કાયા તે કાસી જાણો સુધ્ધ પ્રેમ પ્રયાગતે પરમાણો
હરીહરનું રૂપ રૂદે આણો, તારા,
ગુરૂજ્ઞાન ભક્તિ ગંગા કહીએ સુભ કરમ સુરજ સુતા લઈએ
સરસ્વતી વઇરાગ્ય ત્રિસે રહીએ, તારા.

ત્યાં વિશ્વનાથ ચેતન રાજે ગેબીઘંટ તે અનહદ વાજે
ધુન અર્ણવ પર્ણવપર ગાજે. તારા,
જે સદા તિરથ કરે તેને સેવે તો સો તિરથનું ફલ મલે
કહે પ્રીતમ પ્રભુમા ચીત દેવે. તારા.

## ભજન ૧૧૯મું.

સુણો દેવલદેનાર, આપણા ગરૂએ સત્ય ભાખીયા
જુઠા નહીરે લગાર, લખ્યા ભાખ્યા સોયદીન આવશો ટેક
પેલા પેલા પવન ફરકશે. નદીયેનહી હોય નીર
ઓતર દીશાથી દળ આવશે આગળ હનવો વીર. ૧
ધરતી ઉપર હેમર હાલશે, સુના નગર મોઝાર;
લક્ષ્મી લુંટાશે લોકો તણી તેની કાઇ રાવને ફરીયાદ, ૨
પોથી પુસ્તક ખોટાં થશે, ખોટા કાજીના કુરાન
અસલ જાદી ચુડલો પેરશે, એ આગમના એંધાણ, ૩
કાંકરીએ તળાવ તણુ તાણશે, સોસો ગામની સીમ
રૂડીરે દીસે રળીઆમણી, આવશે અરજુનને ભીમ. ૪
ઘોરાર આવ્યો સંતો પાપનો ધરતી માગે છે ભોગ;
કેતાગ ખડગે સંહારશે, કેતા મરશે રોગ. ૫
જતી સતીને સાબરમતી, ત્યાં હોશે શુરાના સંગ્રામ;

કાયમ કલીગાને મારશે, ધરશે નકલંગી નામ. ૬
પોરો આવ્યો સંતા પાપનો, ધરતી માગેર ભોગ,
કલજુગ ઉથાપી સતજુગ થાપશે, બોલ્યા દેવાયતપીર ૭

## ભજન ૧૨૦મું કવાલી

જુલમ કરના છોડ દે, જાલીમ ખુદા કે વાસ્તે;
હઈ યહ હરકત નારવા, અહલે વફાકે વાસ્તે૦
હઈ બનાયે સબ ઉશી કે, જીસને તું પેદા કીયા;
કયોં સતાતા હે કીસીકો, દો દિનો કે બાસ્તે૦
હોગી ખુદ ગરજી ભલા, ઇસ્સે ભી બઢકર ઓર કયાં;
જાન લેતા ઓરકી અપને મજા કે વાસ્તે૦
કાટ કર ઓરોંકી ગરદન, ખૈર અપની માંગતા;
જગહ ઇન્સાફ કો, દિલમેં ખુદા કે વાસ્તે૦
ચંદ રોજા જીંદગી તન હે, યહ પાનીકા બુલ બુલા;
ખ્વામ ખ્વાહ બનતા હે કયોં. મુજરીમ સજા કે વાસ્તે૦
કર ભલા હોગા ભલા, નેકીકા લદલા નેક હે;
મત કીસીકો તંગ કર, હાજત રફા કે વાસ્તે૦
કરે અદા અપને ફરાયજ, હોને વાલી શામ હે;
મત મરે મરદુદ અબ નાજો અદા કે વાસ્તે૦
ભુલ કર માલીક કો ફિરતા, દર બદર બલદેવ કયોં;
જાન દેતા બેહ્યા, બસ લે બુતો કે વાસ્તે૦

## ગીત ૧૨૧મું ગઝલ.

સહોદર હિંદના ભાયા, મુકો કાં માતની માયા
નહીં અભડાવશો કાયા, વિદેશી વસ્ત્ર પહેરીને
કૃપાળુ કાં કટારીથી ચીરો છો માતની છાતી
પીલો કાં હિંદને પગથી વિદેશી વસ્ત્ર પહેરીને
જનેતા કાં કરો જાતી, દીયો કાં જીવતી દાટી
ભલા થઈ ના થાશો ઘાતી, વદેશી વસ્ત્ર પહેરીને
ધુઓ કાં ધર્મને ધૂળથી. ઉખેડા વૃક્ષ કાં મુળથી
વિંધો કાં ગાયને શૂળથી વિદેશી વસ્ત્ર પહેરીને
ચલાવ્યા પેટ ભર જેણે ઘસાવ્યા નાક પણ જેણે
હજુ શું પોષશો તેને વિદેશી વસ્ત્ર પહેરીને
ભૂખે માર્યા હજારોને વજાડ્યા દેશ લાખોને
કર્યા નાગા કરોડોને, વિદેશી વસ્ત્ર પહેરીને
કરાવ્યા શું પકા પાતી, દીધા છે ગામડા બાળી
સુકાવી ભુમી હરિયાળી, વિદેશી વસ્ત્ર પહેરીને
શરીર વેચ્યા વિદેશીને, જીવન વેચ્યાં વિદેશીને
શિરે વેઠયા વિદેશીને, વિદેશી વસ્ત્ર પહેરીને
હકુમત હીંદની ખોઈ, સલામત છે નહીં કોઈ
ગુલામીમાં રહ્યા મોહી, વિદેશી વસ્ત્ર પહેરીને
અહો મુજ મા જણ્યા શાણા, પુછું છું શું થશો પાણા

ખુટ્યા નાણા અને દાણા, વિદેશી વસ્ત્ર પહેરીને
દયા માગે દયા માગે, જનેતા જળ ભરી આંખે
અઘોરી એકલા ઉંઘે, વિદેશી વસ્ત્ર પહેરીને
રસાતળ જાય છે માતા, અહો મુજ બંધુ તમ બેઠા
શરીરને ના કરો એઠા વિદેશી વસ્ત્ર પહેરીને
અહો સેવક અહો પોષક, અહો શિક્ષક અહો રક્ષક
થશો ના ભાંડુ ભક્ષક, વિદેશી વસ્ત્ર પહેરીને
તજી ધાવણ જનેતાનું, પીયો કાં પય સૂયાણીનું
કરો કાં ઝેર અમૃતનું, વિદેશી વસ્ત્ર પહેરીને
નવસાં છો પડે ફરવું, નમાયાથી ભલું મરવું
કહો સૌ કે નથી જીવવું, વિદેશી વસ્ત્ર પહેરીને
ચહો જો ધર્મની દિક્ષા, ચહો જો દેશની રક્ષા
મને દો આટલી ભિક્ષા વિદેશી વસ્ત્ર છોડીને.

## રતનબાનો ગરબો ૧૨૨

અંગરેજી રાજ તો આવ્યું, આવીને ફાવ્યું—રતનબા !
જુક્તિથી મુલક જીત્યા, ને સેકા વીત્યા—રતનબા !
મરદોના હથીયાર લીધાં, ને બાયલા કીધા—રતનબા !
પંચની પંચાત ભાંગી, ને કોરટો જાગી—રતનબા !
કોરટે કજીયા જામ્યા, ને ઘરબાર વામ્યાં—રતનબા !

ભણાવી અંગરેજી દીધા, ને પોપટ કીધા—રતનબા !
દેશનાં રસ કસ લૂટયાં, ખાવાના ખૂટયાં—રતનબા !

ઘરનાં ધંધા ભાંગ્યા, ને પરદેશી જાગ્યા—રતનબા !
દેશની નીપજ પાણી, ને જાય કોક તાણી—રતનબા !

ગોરાને વાત સૌ ફાવી, ને અંધી આવી—રતનબા !
અમલના તોરમાં બુદ્ધિ, થઈ છે ઉંધી—રતનબા !

સાચું કહ્યું ના સૂઝે, ને મદમાં ઝુઝે—રતનબા !
કાયદા અવળા કીધા, ને દેશપાર દીધા—રતનબા !

સુખને દુઃખ બે સાથેજ, પડીયાં માથે—રતનબા !
ત્યાં તો ગોરામાં લાગી, ને તોપું દાગી—રતનબા !

મહાભારત મંડાણું, તે વશમાં ટાણું—રતનબા !
સરકારે હિન્દને જાચ્યું, ને હિન્દ તો રાચ્યું—રતનબા !

બાંધી પેટને પાટા, ને આપ્યા લાટા—રતનબા !
અહિંથી જુવાનીયા લીધા, તે આડા દીધા—રતનબા !

જેમ તેમ કરતાં જીત્યા, તે દિવસો વીત્યા—રતનબા !
પાછી બુદ્ધિ બદલાણી, ને સોટી તાણી—રતનબા !

કાયદા કાળા કીધા, તે ઇનામ દીધા—રતનબા !
સાધીને સ્વાર્થ પકડો, ને દીધો ધક્કો—રતનબા !

ગુણ પર ફેરવ્યા પાણી, ને આંખ વળી તાણી—રતનબા !
ન્યાયનો રસ્તો ભુલ્યા, ને ફક્કા ફુલ્યા—રતનબા !

કોઇનું સાભળ્યું ન કહેવું, એ કેમ કરી સહેવું?—રતનબા !
દેશ ખળભળવા લાગ્યો. ને રણકો વાગ્યો—રતનબા !
જુનો જોગી એક જાગ્યો, ને ડંકો વાગ્યો—રતનબા !
તપસ્વીએ વરત લીધાં, ને કોઇને દીધાં—રતનબા !
સરકારે મરજાદ તોડી, ને ગેળીયું છોડી—રતનબા !
ગાંધી તે જોવા ચાલ્યા, વળે ના વાળ્યા—રતનબા !
સરકારે પકડ્યા જોરે, જે દેશને દોરે—રતનબા !
લોકો થયાં ત્યાં ગાંડા, ને તોફાન માંડયાં—રતનબા !
રીસમાં કોઇને માર્યાં, ને બંગલા બાળ્યા—રતનબા !
ત્યાં ગાંધીને છોડયા, તે આવ્યા દોડયા—રતનબા !
બુરો ધંધો આ કીધો. એ ઠપકો દીધો—રતનબા !
સરકારને હવે ફાવ્યું, ને બહાનું આવ્યું—રતનબા !
જુલમની ચાબુક કાઢી, વાપરવા માંડી—રતનબા !
ધાક બેસાડવા સારૂ, અંતરમાં ધાર્યું—રતનબા !
અમૃતસરની બજારે, ને સાદ કોક મારે—રતનબા !
જલીયાવાલા બાગે, સૌ આવજો સાંજે—રતનબા !
દેશનાં દુઃખની કહાણી—ની સુણવા વાણી—રતનબા !
સભા જાણી સૌ ચાલ્યા, રહ્યા નવ ઝાલ્યાં—રતનબા !
બાળ બુઢ્ઢાં સૌ સંગે, મળ્યાં ઉમંગે—રતનબા !
એવામાં ડાયર આવ્યો, ને ફોજ એક લાવ્યો—રતનબા !

બંધ જગ્યામાં બેઠા, લોકોને દીઠાં—રતનબા !
ચાલવાની સાંકડી શેરી—ને લીધી ઘેરી—રતનબા !
શાંતિ જરાય નવ તુટી, પણ ગોળીયું છુટી—રતનબા !
સહુ ગભરાવા લાગ્યા ને જેમ તેમ ભાગ્યા—રતનબા !
ભાગતાં ગોળીયું વાગી, ને જીંદગી ત્યાગી–રતનબા !
હાથ હથીયાર વિણુ ખાલી, ને ખુનરેજી ચાલી—રતનબા !
બાળ બુઢ્ઢાં નવ મુકયાં, નિશાન નવ ચુકયા—રતનબા !
ડાયરે જે જે ચીંધ્યા, તે ગોળીએ વીંધ્યાં—રતનબા !
લોહીના કીચડ જામ્યા. ને દેવ ત્રાસ પામ્યા—રતનબા !
બંધુકો ફુટી ફુટી, ને ગોળીયું ખુટી—રતનબા !
ત્યારે એ ડાયર ખસ્યો, ને મનમાં હસ્યો—રતનબા !
અમૃત નગર આખી—માં ફોજું રાખી—રતનબા !
રાતે જે રસ્તે જાતાં, તે ગોળીયું ખાતા—રતનબા !
સતી પતી નવ ભાળે તો ધીર કેમ ધારે ?—રતનબા !
પતિને ખોળવા ચાલી, તું બીકને બાળી—રતનબા !
અંધારી આંખ સામી, શી મેઘલી જામી—રતનબા !
સુનકાર કાંઇ નવ સુઝે, કાયર તો ધ્રુજે—રતનબા !
ફોજવાળો કોઇ જોશે તો ગોળીએ દેશે—રતનબા !
તેં તો ગઢગને છાંડ્યું ને ચાલવા માંડ્યું—રતનબા !
એક બેને વીનવ્યા વાટે, તે આવવા સાથે—રતનબા !
મરદો એ નીવડયા ખાલી, તું એકલી ચાલી—રતનબા !
જલીયાંવાલે આવી. તું મરદાઇ લાવી—રતનબા !

પગમાં લોહીના ગારા, ને મડદા ભાળ્યાં—રતનબા !
તારૂં વજ્જરનું હૈયું તે કેમ કરી થૈયું ?—રતનબા !
ઘાયલની બુમો આવે, તે તુંને બોલાવે—રતનબા !
ગઇ ત્યાં તું ભડ જેવી, દયાની દેવી—રતનબા !
કૈંકના હાથ પગ સીધાં કરી તેં દીધા—રતનબા !
કેને દિલાસા દીધાં ને સુખીયા કીધાં—રતનબા !
કોઇના ઘા પર પાટા, તેં બાંધ્યા—રતનબા !
મડદાંએ બહુ ઉથામી પતિને પામી—રતનબા !
પતિએ જીવન ખોયું તે નજરે જોયું—રતનબા !
દીલે દાવાનળ જાગ્યો તે કારમો લાગ્યો—રતનબા !
હૈયું કઠણુ તેં કીધું, ને શબ તે લીધું—રતનબા !
ખોળામાં માથું મુકી ને ઉપર ઝુકી—રતનબા !
આંખે ચોધારાં આસુ, ને ભર ચોમાસું—રતનબા !
જેને આ વસમે ટાંણે, વીતી તે જાણે—રતનબા !
વેરણ રાત ત્યાં ગાળી, કરી રખવાળી—રતનબા !
બીજાં બધાંનાં સગાં. સવારે પુગ્યાં—રતનબા !
સાચી વીરાંગના સતી; થઇ તું છતી—રતનબા !
જુલમના દિવસો જાશે, ને શાન્તિ થાશે—રતનબા !
સાધુ સતી દુભાણા. ત્યાં પાપના થાણાં—રતનબા !
પાપે પાપીનું જાશે. ને વાતું થાશે—રતનબા !
સતીના ગુણ જે ગાશે, તે નિર્મળ થાશે—રતનબા ?

**નવજીવનમાંથી**

## ૧૨૩ રૂડો મારો રેંટીઓ.....હોજી.

ધીરો ધીરો ચાલે રે,
મીઠો મીઠો ગાજે રે, રૂડો મારો રેંટીઓ....હોજી.
એ રેંટીઆમાં દેશોદયના નીકળે તાર,
એ તારે તારે ભાળું ભારતનો ઉદ્ધાર,
ધીરો ધીરો ચાલે રે મીઠો મીઠો ગાજે રે.
રૂડો મારો રેંટીઓ હો........................જી.
**સાખી**–ચાક રૂડી પંખા રૂડા ઉજ્જ્વળ તેનો નાદ;
ઉજ્વળ પુણી ઓપતી, ઉજ્વળ મારા હાથ
દેશે મ્હારા દેશને, ઉજ્વળ ઉજ્વળ સાથ.
દુઃખો સહુ હરતો રે, અભય પણે ફરતો રે,
રૂડો મ્હારો રેંટીઓ હો..................—....જી.

## ૧૨૪ ગાંધીએ બતાવ્યો—રૂડો રેંટીઓ—

ગાંધીએ બતાવ્યો રે ભલો દીલ ભાવ્યો રે,
મારો રૂડો રેંટીઓ હોજી
એ રેંટીઆમાં લાભ છે અપરં પાર—ગાંધીએ.
**સાખી**–હિંદભુમીમાં નીપજે, જ્યાં ત્યાં ખુબ કપાસ
લોદીને રૂ કાંતતાં, આવે પરમ હુલાસ

પછી એને પીંજીરે, બરાબર વીંઝીરે;
સારી વણે પુણીઓ હોજી.—એ રેંટીઆ
સાખી–પુણી લઈને હાથમાં કાંતુ સુતર નીત્ય
હાથેથી ઝંઝણાવતાં,ગાઉ દેશનાં ગીત
પુરી દેશદાઝે રે, સ્વરાજને કાજે રે,
ફેરવું હું તો ફીરકી હોજી.—એ રેંટીઆ.
સાખી–વિદેશી કાપડને વિષે, જાય કરોડો દામ
એ સઘળાને બચાવવા, ઉલટ છે અભીરામ
તેથી હાથે કાંતુ રે, હઈયું મદમાતુ રે,
થાતું રૂડી નેમથી હોજી—એ રેંટીઆ.
સાખી–શુભ સુતરને તાંતણે, સ્વરાજ્ય લેવા માટ
મહાત્માશ્રી ગાંધીજીએ, ઘડયો રૂપાળો ઘાટ
નમું નમું ગાંધીરે, સ્નેહ દોર સાંધીરે
પંચે પુરા પ્રેમથી હોજી—એ રેંટીએ.

## ૧૨૫—કુછ કર્મ કરના શીખ લો.

આ ગયા હૈ કર્મયુગ કુછ કર્મ કરના શીખ લો;
દેશ પર અરૂ જાતિ પર હંસ હંસ કે મરના શીખ લો.
મારનેકા નામ મત લો પહેલે મરના શીખ લો;

મીસ્લે આયર્લેંડ દબકર ફિર ઉભરના શીખ લો.
પાર યદિ હોના તુમે પરતંત્રતા દુઃખ સિંધુસે;
તૈર કર તો રક્ત સાગરસે ઉતરના શીખ લો.
ફિર જલા દોગે સકલ સંસારકો ક્ષણુ માત્રમેં;
દેશદુ:ખકી આગમેં પર પહેલે જલના શીખ લો.
જેલયાત્રાકે લિયે દિનરાત ઉત્સાહિત રહો,
કૃષ્ણુ-જન્મ-સ્થાનમેં નિર્ભય વિચરના શીખ લો.
દેખના હે દશ્ય ભારત વર્ષમેં યદિ સ્વર્ગકો;
દેશકા તો પ્રાણુ પનસે દુઃખ હરના શીખ લો.

**સ્વામી સત્યદેવ—**

## ૧૨૬ અમને નહિ તાબે કરે.

સમશેર સારી ખડકી અમને નહિ તાબે કરે,
અમ આત્મ છે. પ્રભુ તે જ તે
નહિ તુચ્છું શસ્ત્રે ગાભરે....શમશેર૦
મહાયજ્ઞ છે અમ આદર્યો, પુરો કરીશું હામથી;
વિઘ્નો કદી આવી નડે તો હોમીશું અમ જાતને....શમશેર૦
લાંછન ગુલામી શીર લઇ. પાળ્યા પશુ અમ જગ ફર્યા;
આંખો અમારી છે. ખુલી અસ ધોઈશું સૌ પાપને....શમશેર૦

પર તેજથી નહિ ભડકશું, પણ તેજ અમ જગ દાખશું;
જોશે બધી આલમ હવે, અમ હિન્દીની તકાતને....શમશેર૦

વસન્ત વિહોજી

## ૧૨૭—ગાંધિની આ આફ્રીકાની લડત (કુવીત)

હિન્દ તણો હીરો એક પર વતનમાં વસે
બારે માસ જેણે મજબુત ભેટ બાંધી છે.
કુટુંબ કબીલા તણું સુખ સમુળાને તજી
પર દુઃખ કાજ શીર વ્હોરી ઉપાધી છે.
હિન્દ હીત સાધવાને આઠે પહોર ઉજાગરો
વેઠી દુઃખ સત્યા થકી બની વૃતિ સાંધિ છે.
યાજ્ઞિક કહે કે ધન્ય ધરાએ સપુત જાયો,
હિંદને દીપાવનાર ગુણીયલ ગાંધી છે.—૧.
જેલમાં વસીને ભલે શરીર જર્જરૂ બને
દેહનું દમન થાય તોય શું ઉપાધી છે.
દેશીઓના ભલાકાજ પણ પોતા તણું નાખી
જેલમાં વસીને જેણે ખાંત રાખ બાંધી છે.
વ્યાધીઓ અનેક શીરપર આવી પડે પણ
હિમ્મત ન હારે સત્ય સમશેર બાંધી છે
યાજ્ઞિક કથે છે. ધન્ય નરનારી જોડલાને
મોહનલાલ બેરીસ્ટર અને મીસીસ ગાંધી છે.—૨

રાસડો—શહેરનો સુબો ક્યારે આવશેરે......એ રાગ

## ભારત મઇયાનો ગરબો

## ૧૨૪ ગીત.

રણાંગણે હિંદી મોકલ્યારે, મોકલી લક્ષ્મી વિદેશરે......ભારત મૈયા
રામ ઘનશ્યામ વારે મોકલોરે.
શૂરા હિંદી યુદ્ધમાં લડયારે, અપ્સરા વરીયા સ્વર્ગરે...ભારત મૈયા૦
બોલ્યા બ્રીટીશ પ્રધાનજીરે, તમને દેશું સ્વરાજરે...ભા૦ રામ૦
આપ્યુ વચન મુસ્લીમનેરે, સાચવીશુ ખીલાફતરે...ભા૦ રામ૦
કદર કરી જીત્યા પછીરે, કાળા કાયદાનુ ઇનામરે...ભા૦ રામ૦
કીધો સત્યાગ્રહ ગાંધીએરે, સરકારે દાખવ્યું જોરરે...ભા૦ રામ૦
પલવલ પકડયા ગાંધીને રે, હુલ્લડ જાગ્યાં ખૂબરે...ભા૦ રામ૦
પંજાબમાં ઓડવાયરે રે, વરતાવ્યો કાળો કેરરે...ભા૦ રામ૦
અમૃતસરમાં ડાયરે રે, લશ્કર રાખ્યુ તઇયારરે...ભા૦ રામ૦
જલીયાનવાલા બાગમારે ચલવી મશીનગન તોપરે...ભા૦ રામ૦
હિંદીને નાક ઘસાવીયારે, ચલાવ્યાતા સર્પની જેમરે...ભા૦ રામ૦
વિદ્યાર્થીને દુઃખ આપીયુરે, તડકામાં તગડયા ખૂબરે...ભા૦ રામ૦
લાજ લુંટી સતીઓ તણીરે, કીધાં કુકર્મી કામરે...ભા૦ રામ૦
ગાળો ભાંડીને થુકીયારે, સતીઓના ખેંચ્યા ચીરરે...ભા૦ રામ૦
ડોળ કર્યો ન્યાય આપવારે, હંટર કમીટીને હાથરે...ભા૦ રામ૦
ન્યાય મળ્યો નહિ હિંદનેરે, ઉલટા થયા બેહાલરે...ભા૦ રામ૦
હાક વાગી અસહકારનારે, ગાંધી બન્યા સરદારરે...ભા૦ રામ૦

આગેવાનો કોંગરેસનારે, ભળ્યા ગાંધીજીની સાથરે...ભા૦ રામ૦
ત્યાગ કર્યો કાઉન્સીલનોરે, સરકારી શાળા હરામરે...ભા૦ રામ૦
વકીલોએ છોડી કોર્ટનેરે, કરવા સાચી વકીલાતરે...ભા૦ રામ૦
છોડયા ખિતાબો સામટારે, હઇડે ધરી દેશ દાઝરે...ભા૦ રામ૦
ગાંધી કહે પૂજો રેંટીયોરે, શુદ્ધ ખાદી ધરો અંગરે...ભા૦ રામ૦
રાષ્ટ્રીય શાળા સ્થાપજોરે, આભડછેટ કરો બંધરે...ભા૦ રામ૦
સંપ વધારો સર્વમાંરે, શાંતિનો શીખો પાઠરે...ભા૦ રામ૦
દારૂ વ્યસન દુરે કરોરે, સ્વયંસેવક બની જાવરે...ભા૦ રામ૦
ગાંડા બન્યા અધિકારીઓરે, દેખી અસહકારી જુથરે...ભા૦ રામ૦
પકડયા આગેવાનો સામટારે, જેલમાં દીધા દુખરે...ભા૦ રામ૦
પહેલો નંબર બંગાળનોરે, મોકલ્યા સેંકડો જેલરે...ભા૦ રામ૦
બંગ શીરોમણી દાસનેરે, પકડયાં છે પુત્રની સાથરે...ભા૦ રામ૦
બાબુ જીતેંદ્રિયલાલને રે, શ્યામસુંદરની સાથરે...ભા૦ રામ૦
સ્વયંસેવકના સૈન્યમાંરે, પકડયા ગાંધી હરિલાલરે ..ભા૦ રામ૦
મહમદ શૌકત બે બંધવારે, સરકારે જકડયા જેલરે...ભા૦ રામ૦
મોતી જવાહરરે નેહરૂરે, હીરા સાચા અમુલરે...ભા૦ રામ૦
મહાદેવ દેશાઇને પુર્યારે, ગાંધીજીના છડીદારરે...ભા૦ રામ૦
પંજાબના નરકેશરીરે, લાલાજી લજપતરાયરે...ભા૦ રામ૦
મહેતાબસિંગ સરદારનેરે, ખડકસિંગની સાથરે...ભા૦ રામ૦
શુરવીર શીખ બધા વીરોરે, ધર્મ કાજે ગયા જેલરે...ભા૦ રામ૦
દેશપાંડે દક્ષીણનારે, રાખ્યું તિલકનું નામરે...ભા૦ રામ૦

લાખો વૈભવને છોડીનેરે, આજે બન્યા છે ફકીરરે...ભા૦ રામ૦
જેની સેવા કરે સેંકડોરે, જેલતણા વેઠે દુઃખરે ..ભા૦ રામ૦
પુષ્પ શય્યામાં જે સુતારે, બાણુશય્યા સુતા આજરે...ભા૦ રામ૦
ગાંધીજી કહે છે શાંતિથીર, સ્વરાજ લાવશું ઘેરરે...ભા૦ રામ૦

## ૧૩૧—દલાલી વીશે મનહર છંદ.

દલાલીનો રોગ આખી દુનીઆને લાગ્યો ભાઇ
જેની તેની બશાહુવે દલાલીજ થાય છે
ધાતુની દલાલી થાય અન્નની દલાલીથાય
ગોળ ખાંડ તેલ ઘીની દલાલી ગણાય છે
ઝવેરાતની દલાલી કાપડ રૂની દલાલી
હાડકાને ચમડાની દલાલી પોષાય છે
યાજ્ઞિક કહે છે જેમાં તેમાં દલલીનો લાગો
કળીકાળ આવ્યો એવું આ થકી જણાય છે ૧
લોન શેર હુંડીઓ ને વીમાની દલાલી થાય
ઝાડ પાન લાકડાની દલાલી લેખાય છે
ફળ ફુલ પશુ પક્ષી કોલસા પથરાઈ ટો
દરેક જણશો પર દલાલી લેવાય છે
ભલે તેનું કાંઈ નહિ પણ આતો હદ થઈ
આજ કાલ કન્યાઓની દલાલી ખવાય છે

યાજ્ઞિક કહે છે ભુંડી દલાલીએ દાટ વાળ્યો
યોગ્ય કે અયોગ્ય ભાઇ હવે કયાં જોવાય છે ૨

## ૧૩૦ પરમાત્મા હૃદયમાં છે (તાલ ગઝલ)

સદા સંસારથી છટકયા છતાં જગનાથ ના જોયા
બની બાવા બધે ભટકયા છતાં જગનાથ ના જોય.—સદા
બનારસ દ્વારિકા બદ્રિ ગયા ગોકુલ મથુરામાં
અયોધ્યા આવીને અટકયા છતા જગનાથ ના જોયા.—સદા
ગુફા ગિરનારની ગોતી હિમાલયને હરિદ્વારે
ફરીને ટાંટીયા ભટકયા છતાં જગનાથ ના જોયા.
અતિ તપ તાપમાં કીધું બહુ દુઃખ દેહને દીધું
અરે ઉંધે શિરે લટકયા છતાં જગનાથ ના જોયા—સદા
ગંગાના નીરથી નાહ્યા કસી ઉપવાશથી કાયા
પુજામાં પ્રાણુ છે પટકયા છતાં જગનાથના જોયા—સદા
થયા જોગી જટાધારી ભભુતી ભાવથી ચોળી
મરણુ ભયથી નહિ અટકયા છતાં જગનાથના જોયા—સદા
પઢયા પુરાણુ રામયણુ મહા ભારત ભણ્યા ભાવે
અનિતીને નહિ અટકયા છતાં જગનાથ ના જોયા—સદા
કહે યાજ્ઞિક તપાસીજો હૃદયમાં શ્રીહરી રાચે
નકામા ભવ વીશે ભટકયા, છતાં જગનાથ ના જોયા—સદા

## ૧૩૧ પક્ષ વિનાના પુરૂષ વિશે [કવિત]

પક્ષી જ્યમ પાંખ વિણ ખાનદાન શાખ વિણ
મનુ ત્યમ પક્ષ ક્ષીણુ દુર્બળ દેખાય છે,
ભાનુમાં પ્રકાશ, કમ, શશીનું શીતળ ક્રમ
તેમ પક્ષ વિણુ નર પામર પીડાય છે.
એકીલો જવાન ભલે પહેલવાન હોય પણુ
પક્ષ વિના શિઆળથી સિંહ છેતરાય છે.
કહે યાજ્ઞિક નર પક્ષ વિના પશુ સમ
એકીલો અભાગી સદા ફિર અકળાય છે—૧
સાગર ભરેલું નીર, સર્વને સમાન સોંપે
ન્હાય તે ઉપયોગ કરો, ઉદાર ગણાય છે
પૃથ્વી ને પાષાણુ તણા ડુંગરા ને તરૂવરો
સંત સરોવર મેઘ પરમાર્થે પંકાય છે
સહેઅતિ કષ્ટ દીનજનો ક્રૂરર પ્રાણીઓથી
દયા લાવી બચાવવા યત્ન કાંઇ થાય છે ?
કહે યાજ્ઞિક પક્ષ પામરનો કરી નિત્ય
પુરૂષ પરધર્થી બની સુખી સદા થાય છે—૨

### ૧૩૨

જગત ઠગારૂં કે જવાનો ઠગારાઓ દીસે
રાતા માતા યોગી યતિ જની બ્હાર જાય છે.

જોગી કે સન્યાસી બન્ને ભટકે છે વને વને
ભભુતીના ગોળા અંગે ભુંસી ભાવ ખાય છે
અવરનું શ્રેય વાતો ભુંડું કોને થાય પણ
પોતા તણું તરભાણું હામથી ભરાય છે
એવા અવિનાશી બની આડંબર રાખી ફરે
યાજ્ઞિક કહે ધન ધુતીના ઉપાય છે— ૧
કોઈ શંકરાચાર્ય કે મહાધીશ મહાવીર
વલભાચાર્ય તણા પંથી કહી કાન ફુંકે છે
શાકત, સ્વામી ને દંડી, ખાખોને વેરાગી બને
ધર્મના ઝુંડા ઉઠાવી, સખી દ્વારે ઝુકે છે
સત્ય કે અસત્ય નથી જોતા આસ્થીક જનો
માલ ને મલીદા લાવી ગુરૂ પાસ મુકે છે
યાજ્ઞિક કહે છે ધર્મ તણો ધંધો લઈ બેઠા
સત્યને છુપાવી અસત્યના શંખ ફુંકે છે— ૨

## પઇસા વીસે.

### ૧૩૩ રાગ કવીત

પૈસે બીન માત કહે પુત તો કપુત હે
પૈસે બીન બાપ કહે બેટા દુઃખદાય હે
પૈસે બીન બેન કહે કીસકા તું ભાઇ હે

પૈસે બીન સાસુ કહે કીસકા જમાઇ હૈ
પૈસે બીન જોરૂ છોડકર ચલી જાય
પૈસે બીન પાડોસી કહે બડા તું ગમાર હૈ
કહેત હૈ કવી ગંગ સુનીએ શાહ અકબર
આજકે જમાનેમે પૈસેકી બડાઇ હૈ

રાગ કવીત

માત કહે મેરા પુત્ર સપુત હે, બેની કહે મેરા સુંદર ભયા
બાપ કહે મેરે હે કુલ દીપક, લોકમેં લાજ અધીક બધયા
જોરૂ કહે મેરા જુગકા જીવન. જાકોમે લેઉ બલયાં
કવી ગંગ કહે સુન શાહ અકબર સોઇ બડા જાકે ગાંઠ રૂપૈયા

## કર્મ વીસે રાગ કવીત

તારેકી જોતમે ચંદ્ર છુપે નહિ, સુર્ય છુપે નહિ બાદલ છાયાં
રીડ પડે રજપુત છુપે નહિ દાતા છુપે નહિ માંગન આયા.
ચંચલ નારીકા નેન છુપે નહિ પ્રીત છુપે નહિ પુંઠ દેખાયા
કવિ ગંગ કહે સુન દિલ્લીપતી, કર્મ છુપે નહિ ભભુત લગાયા

## કર્મ વીસે રાગ કવીત

દીન છુપે તથ વાર ઘટે, ઓર સુર્ય છુપે ગ્રહનકે છાયે
ગજરાજ છુપતહેં સીહકા દેખત ચંદ્ર છુપત અમાસ જો આયે.

પાપ છુપત હરી નામકો જપત કુલ છુપાવે કુપાગ્કો જાયો
કવિ ગંગ કહે સુન દીલીપતી, કર્મ છુપે ન છુપો છુપાયો

## સોબત ખરાબ નહી કરવા વીશે
### રાગ કવીત

બેઠીએન જહા તહા કરીએન કુશંગ સંગ
કાજલકી કોટડીમાં કેસોઇ જતન કરો.
કાજલકી એક રેખ લાગેહી લાગે
દેખો એક બાગનમે પુલનકી બાસમેં
કામનીકે સંગ કામ જાગેહી જાગે
કહેત હૈ કવીચંદ સુનો મેરે આર્ય ભ્રાત્રા
કાયરકે સંગ સુંરા ભાગેહી ભાગે.

### રાગ કવીત

બાલસે ખ્યાલ બડેસે વીરોધ અઘોચર નારીસે નહી હસીયે
અનસે લાજ અગનસે જોર અજાને નીરમે નહી ધસીયે
બેલકુ નાથ ઘોડેકુ લગામ હાથી અંકુસસે કસીયે
કવી ગંગ કહે સુન શાહ અકબર કૂરસે દુર સદા બસીયે

## રાગ કવીત

ભાગ્ય બીન મીલેન કોડી હીમ્મત કરો હજાર
કોનહી પાવત સાહેબી બીના લેખ કીરતાર
બીના લેખ કીરતાર સાત સમુદ્ર ફીર આવે
ભટક મરે દો કાજ ગાંઠની લાજ ગુમાવે
કહત હે દીનદરવેશ દેશો દેશ દેખો દાડી
હીકમત કરો હજાર ભાગ્ય બીન મીલેન કોડી

## રાગ કવીત.

ચીંતા ઝાળ શરીરમેં જબ લાગીન બુઝાય
બાહેર ધુવાન નીકસે ભીતર રહી ધુખવાય.
ભીતર રહી ધુખવાય જલે જ્યું કાષ્ટકી ભઠી
લોહ માંસ જલ જાય રહે પીંજરકી ઠઠી.
કહેસુ કવિયાં આજ સુનબે મેરે મીતા
સો નર ક્યું જીવંત જાકે ઉરમેં ચીંતા

## રાગ કવિત

ગંગ તરંગ પ્રવાહ ચલે ઓર કુપકો નીર પીયે ન પીયો
રહૃયમે રઘુનાથ બંસતોં ઓરકો નામ લીયો ન લીયો

કર્મ સંજોગે સુપાત્ર મીલેતો કુપાત્રકુ દાન દીયો નદીયો
કવિ ગંગ કહે સુન શાહ અકબર મુર્ખ મીત્ર કીયો ન કીયો

## ૧૩૪
## ભજન રાગ ધનાશ્રી.

સઉનું કરો કલ્યાણ; દયાળુ પ્રભુ સઉનું કરો કલ્યાણ—ટેક
નર નારી પશુ પક્ષીની સાથે; જીવ જંતુનું તમાત—દયાળુ
જગનાવાસીઓ, સઉ સુખ ભોગવે; આનંદે રહી આઠો જામ—દયાળુ
દુનિયામાં દરદ દુકાળ પડે નાહ; લડે નહિ કોઇ ગામ—દયાળુ
સર્વે જગે સુખકારી વધે ને, વળી વધે ધન ધાન—દયાળુ
કોઇ કોઇનું, બુરૂં ન ઇચ્છે સૌનું ઇચ્છે સૌ સમાન—દયાળુ
પોત પોતાના, ધર્મ પ્રમાણે;સર્વ ભજે ભગવાન—દયાળુ

અચ્યુતં કેશવં રામ નારયણં કૃષ્ણ દમોદરં વાસુદેવં હરિમ
શ્રીધવં માધવં ગોપિકા વલ્લભં જાનકી નાયકં શ્રી રામચંદ્રં ભજે



# શ્રી સંસાર સેતુના અગાઉથી ગ્રાહક થનારના મુબારક નામ

| પ્રા. | નામ |
|---|---|
| ૧૫ | ઠા. ગોરધનદાસ પચાણ ટંકારા વાલા |
| ૧૦ | ઠા. મોરાર અમરશી હા. ખીમજીભાઇ |
| ૫ | ધરમશી જગાભાઇ પેનટર |
| ૫ | મીસ્ત્રી હરજી રામજી રેલવેકંટરાકટ્રર |
| ૩ | મારાજ માણેકલાલ હરજીવન ઘડીયાલી |
| ૩ | શેઠ નારાયણદાસ જેઠાનંદ હો. કાકુ |
| ૨ | મહારાજ દલપતરામ લવજી |
| ૧ | " જાદવજી અંબારામ |
| ૧ | " નાનજી નરભેરામ |
| ૧ | " દયાશંકર મોતીરામ |
| ૧ | " બેચરલાલ ભવાન |
| ૧ | " કરનલાલ રામશંકર |

| પ્રા. | નામ |
|---|---|
| ૧ | " વલભરામ લાલજી |
| ૧ | ઠકર રૂગનાથ જેવંત |
| ૧ | " મોહન ભવાન |
| ૧ | " હીરાલાલ માવજી |
| ૧ | " વલભદાસ દેવચંદ |
| ૧ | " પરમાનંદ રવજી |
| ૧ | ,, પરસોતમ રવજી |
| ૧ | ,, જગજીવન રામજી |
| ૧ | ,, ગોપાલજી દેવજી |
| ૧ | ,, મનજી સુંદરજી |
| ૧ | ,, હીરજી કુંવરજી કટલેરીવારા |
| ૧ | ,, રાઘવજી લખમશી પશારી |
| ૧ | ,, પીતામ્બર પરસોતમ તબાકુ શાહ વાળા |
| ૧ | ,, લક્ષ્મીચંદ પરસોતમ |
| ૧ | ,, મણીલાલ જશરાજ |
| ૧ | ,, ફતેચંદ હેમચંદ |
| ૧ | ,, પ્રતાપ ખીમચંદ |

| પ્રા. | નામ. | પ્રા. | નામ |
|---|---|---|---|
| ૧ | ,, ચત્રભુજ મુલજી સંઘવી | ૧ | રણછોડ રાઘવ |
| ૧ | દેવચંદ વેણીદાસ | ૧ | અંબારામ ચેલા |
| | મગનલાલ બાવાભાઇ | ૧ | પ્રભા ખુશાલ |
| ૧ | જેસંગભાઈ માણેકસંગ | ૧ | ખીમચંદ ત્રીભોવન |
| ૧ | અમરતલાલ જગજીવન ઘીવાલા | ૧ | દુવારકા કસતુર |
| ૧ | મનસુખલાલ ગફલભાઇ | ૧ | કરશન લક્ષમીરામ |
| | **સુથાર** | ૧ | લીલાધર માવજી |
| ૧ | પ્રાગજી પ્રેમજી | ૧ | વાલજી લક્ષમીરામ |
| ૧ | રામજી ગુલુભાઇ | ૧ | હરીકૃશ્ન |
| ૧ | હીમતલાલ ઠાકરશી | ૧ | જેરામ ખોડા |
| ૧ | ત્રીકમજી દેવશી | ૧ | ઇશ્વર લખા |
| ૧ | ચત્રભુજ નથુ | ૧ | મોહન ભીખા ટોમીવાલા |
| ૧ | નાનજી વાલજી | ૧ | પુંજીરામ નથુ |
| | **સોની** | ૧ | મોહન પીતામ્બર |
| ૧ | માનસંગ ધનજી | ૧ | વશરામ વાઘજી બગશરાવાલા |
| ૧ | મોહનલાલ ઇશ્વિર સન્સ | ૧ | પ્રેમજી ડોશા |
| ૧ | સુંદરજી રવજી | | |
| ૧ | માણેકલાલ મોતીલાલ ઝવેરી | | |
| ૧ | ઓધવજી મોનજી ભુજવાલા | | |
| ૧ | રવજી પીતામ્બર | | **મોચી** |
| ૧ | સંભુરામ ટોકરશી દુધઇવાલા | ૧ | રામજી ટોકરશી જેરાદી |
| | **દરજી** | ૧ | દામજી જેરામ |
| ૧ | હીરજી ઠાકરશી | ૧ | ભગવાનજી ધનજી |
| ૧ | વીરચંદ વલભ | ૧ | દામજી મુલજી |
| ૧ | પાનો પ્રભુવા | ૧ | થારૂ નારાયણ |

| પ્રા | નામ |
|---|---|
| ૧ | બેચર રામજી |
| ૧ | અરજણ રામજી |
| ૧ | પ્રેમબાઇ રામજી |
| ૧ | ત્રીકમજી આણંદજી |
| ૧ | કરશન ધરમશી |
| ૧ | ગોપાલજી કેશવજી |
| ૧ | રણછોડ જાદવ |
| ૧ | કારા ઝીણા |
| ૧ | ભાણજી મનજી |
| ૧ | રતીલાલ શંકર જેરાદી |
| ૧ | પરસોતમ ગુલુ |
| ૧ | લાલજી નાનજી |
| ૧ | ટપુ જુઠા |
| ૧ | નારાયણ મુલજી જણશારી |
| ૧ | ખેગાર મોનજી |
| | સુરતી |
| ૧ | વીરજી પ્રેકજી |
| ૧ | નરશીંહ પીતામ્બર |
| ૧ | કાનજી કાલુ |
| ૧ | કાનજી શંકર |
| ૧ | ફકીર હીરજી |
| ૧ | દેવજી મકન |
| ૧ | રાનજી કાલા |
| ૧ | જેરામ ભીખા |
| | વાણંદ |

| પ્રા. | નામ |
|---|---|
| ૧ | લીલાધર ઝીણા |
| ૧ | રામજી પ્રેમજી |
| ૧ | મોહન ગોકલ |
| ૧ | ખત્રી ભગવાનજી મહાદેવ |
| ૧ | ભાવશાર પોપટલાલ ઓતમચંદ |
| ૧ | બાવાજી મોતીરામ પનાજી |
| ૧ | શેઠ કે. ખુશરૂ બાપુજી |
| ૧ | કણબી ટપુ નથુ |
| ૧ | સુમરાપીરૂ કેશર રાજ કોટવાલા |
| ૧ | મારવાડી દયા દઅલા |
| ૧ | મારવાડી કરશનજી પ્રભાજી |
| ૧ | ડાકટર નરોતમ વલભદાશ |
| ૧ | કંશારા પરમાનંદ નરશી |
| ૧ | કુંભાર હાજા રાઘવ ચાવાલા |
| ૧ | મારવાડી ભીખા ગંગરામા |
| ૧ | રપુત કેશવજી ત્રીકમ |
| ૧ | પટેલ જીવરાજ રાઘવજી |
| ૧ | ઘેકાઇ નારાણદાસ મગનલાલ |
| ૧ | ભીલ રવજી દેવજી |
| ૧ | કોલી જેરામ કરશન |
| ૧ | રેવા કરશન |
| ૧ | મુલજી હમીરજી |
| ૧ | બલુ કાળા |
| | શખર |
| ૧ | મોચી ગોપાલજી વેલજી |

| પ્રા. | નામ |
|---|---|
| ૧ | ,, દેવરાજ ભાણજી |
| ૧ | ,, અરજણ મેપા |
| | **સીંધ હેદ્રાબાદ** |
| ૧ | ઠક્કર જીવરાજ પ્રધાન તમાકુવાલા |
| ૧ | " ઉકા જુઠા તમાકુવાલા |
| ૧ | જીવણ ગોવીંદજી |
| ૧ | નથુભાઈ ઓધવજી |
| ૧ | મોહનલાલ ત્રીકમજી |
| ૧ | વીઠલદાસ ભીમજી |
| ૧ | માવજી દામજી |
| | ભાયાવદરવાલા |
| ૧ | સુંદરજી મંગલજી |
| | રાજકોટવાલા |
| ૧ | શાહ ભાણજી માધવજી |
| ૧ | " ધનજી મેરારજી |
| ૧ | " સોમચંદ મોહનલાલ |
| ૧ | " મારાજ મણીશંકર વાલજી |
| ૧ | ડા. ધનજી નથુ |
| ૧ | " દામોદર ગોકલદાસ |
| ૨ | નારણદાસ મથુરાસ |
| ૧ | ત્રીકમજી કારીદાસ |
| ૧ | વલભદાસ ઓધવજી |
| ૧ | ડા. નરસી ગાલજી |
| | કચ્છ ખોજાણી |
| ૧ | લુવાર ખેતા મોતી |

| પ્રા. | નામ |
|---|---|
| ૧ | " પાનાચંદ કેસરાણી |
| ૧ | " ભીખા રામચંદર |
| ૧ | " અંબારામ ભીખા |
| ૧ | " રણછોડ રૂપા |
| ૧ | સુતાર મુલજી નારણ |
| ૧ | " ચકુ વાલજી |
| ૧ | " પરસોતમ વાલજી |
| ૧ | " ભવાન વીરજી |
| | ઇલેકટરી કંટ્રાકટર |
| ૧ | " મોહનલાલ ગંગદાસ |
| | રાજકોટવાલા |
| ૧ | " કલ્યાણજી તુરસી |
| ૧ | " અમરસી ગોવીંદ |
| ૧ | " વસરામ ગુલુ સઈસુતાર |
| ૧ | " રાત ભગન રણછોડ |
| | કીમાણા |
| ૧ | બારોટ આસુનાગાજણ |
| ૧ | જોસી હરીલાલ જેઠાલાલ |
| | ચડીઆલી |
| ૧ | સોની દેવકરણ ગોવા |
| ૧ | ભગવાનજી ઘેલા ગોડલ |
| ૧ | પેસુમલ કરણમલ પંજાબી |
| ૧ | નરભેરામ રૂગનાથ ડાકટર |
| ૧ | શામજી માણેકચંદ |

| પ્રા. | નામ |
|---|---|
| ૧ | દલુરામ ફકીર જણુશારી કુચ્છ તેરા |
| ૧ | મમુ અલીમામદ |
| ૧ | પટેલ અંબાલાલ ખોડીદાસ |
| ૧ | સોની ફુલચંદ દકુ |
| ૧ | ચાનીયા જુસબ ઈભરાહીમ જુના સાદુરકા |

| પ્રા. | નામ |
|---|---|
| ૧ | જોશી ઇશ્વરલાલ દવસુખરામ વીસીવાલા |
| ૧ | મીસ્ત્રી લલુભાઇ દામોદર ઇલેકટીક ઇજનીયર |
| ૧ | ,, નારણ માવજી ઓપરેટર |
| ૨ | ત્રીભોવનદાસ પી. વિદ્યાર્થી |
| ૧ | મોચી રૂડા નથુ સુઝમેકર |
| ૧ | ,, ચકુ દેવજી |



